॥ શ્રી ગોકુલેશો જયતિ ॥

॥ શ્રી વલ્લભચરણ કમલેભ્યો નમઃ ॥

# શ્રી ગોકુલેશ રસામૃત ગ્રંથ

શ્રી મહાવદાસ ભાઈ રચિત

રસસિંધુ, રસાલય,

રસકોષ, ગુઢરસ

ગ્રંથો

ડીજીટલ આવૃત્તિ

સુરેશભાઈ કાનાણી

૭૮૭૮૧૪૨૯૦૦

: પ્રકાશક :

કીરીટકુમાર છબીલદાસ ધારીઆ

એસ. ટી. સ્ટેન્ડ સામે, સ્ટેશન રોડ,

દેવગઢ બારીઆ

॥ શ્રી ગોકુલેશો જયતિ ॥

॥ શ્રી વલ્લભચરણ કમલેભ્યો નમઃ ॥

# શ્રી ગોકુલેશ રસામૃત ગ્રંથ

## શ્રી મહાવદાસ ભાઈ રચિત

### રસસિંધુ, રસાલય, રસકોષ, ગુઢરસ ગ્રંથો

ડીજીટલ આવૃત્તિ


**સુરેશભાઈ કાનાણી**

૭૮૭૮૧૪૨૯૦૦



• પ્રકાશક •

**કીરીટકુમાર છબીલદાસ ધરીઆ**

સ્ટેશન રોડ, દેવગઢ બારીઆ.

૩૮૯ ૩૮૦ જી. પંચમહાલ

# નિવેદન

ભગવદીઓની કૃપા અને મહેદ ચરણ પ્રતાપ બલે અગાઉ 'શ્રી ગોકુલેશ સુધા સિંધુ ગ્રંથ' (ધોળ પદ) પ્રકાશિત કર્યો હતો ત્યાર બાદ શ્રી અનુભવાનંદ, જ્ઞાન પ્રબોધ અને ભાગ્યરાસ ચરિત્ર એ ત્રણે ગ્રંથો 'શ્રી ગોકુલેશ સુધા સાગર' ના નામે પ્રસિદ્ધ કર્યા હતા. જેને સહુ વૈષ્ણવોએ વધાવી લીધા હતા.

આ સાથે માહાવદાસભાઈના હસ્ત લિખિત ચાર રસ ગ્રંથો જેવાં કે 'રસસિંધુ' 'રસાલય' 'રસકોષ' અને 'ગુઢરસ' એકત્રિત કરીને 'શ્રી ગોકુલેશ રસામૃત ગ્રંથ' એ નામે આપ સહુના કરકમલમાં અર્પણ કરૂં છું.

આવા અલૌકિક કાર્ય માટે અનુગ્રહી કૃપા પાત્ર વૈષ્ણવોનો સાથ અને સહકાર મને સાંપડયો છે તેને સદ્દભાગ્ય સમજુ છું.

આ ગ્રંથ પ્રકાશનમાં ભાઈશ્રી કેશવલાલ હરીલાલના કૃપા પાત્ર વૈષ્ણવ, વડોદરા નિવાસી એક સેવાભાવી વૈષ્ણવે તથા શાંતાબેન મણીલાલ મહેતા (હ દેવીબેન કડકીયા) તરફથી જે નાણાંકિય સહાય મલી છે તે સર્વનો આભારી છું.

વળી આ ગ્રંથ પ્રકાશનમાં સહાય કરનાર અને પોતાની હસ્ત લિખિત પ્રત જેમને પધરાવી આપી છે તે વિનોદભાઈ કાપડીયા, કુંદનબેન કડકીયા તથા પ્રુફ રીડીંગ કરી આપવા બદલ શ્રી રજનીકતભાઈ કડકીયા તથા આ ચારે ગ્રંથોની પ્રસ્તાવના લખી આપનાર શ્રી નવીનભાઈ કડકીયાનો આભારી છું.

નવદુર્ગા પ્રિન્ટીંગ પ્રેસવાળા ભાઈઓએ જે ભાવના અને દીલથી આ ગ્રંથ તૈયાર કરી આપ્યો છે તેમનો પણ હું આભાર માનુ છું.

અક્ષરોની જોડણી વિષયક ભુલો અગર કોઈ ક્ષતી રહી ગઈ હોય તો તેને મારી ભુલ સમજી ક્ષમા કરશો.

અંતમાં અત્યાર સુધી આ ગ્રંથો પ્રકાશન કરવામાં વૈષ્ણવોએ પ્રેમથી જે સાથ અને સહકાર આપ્યો છે ભવિષ્યમાં મહેદ કૃપાથી આવું કોઈ કાર્ય આવે તો સાથ સહકાર આપી વધાવી લેશો એજ મહેચ્છાસહ....

આપનો દાસાનુદાસ
**કીરીટભાઈ છબીલદાસ ધરીઆના**
દંડવત સહિત સદૈન્ય જૈ જૈ શ્રી ગોકુલેશ

## ૧૧૨ (બી) મહાવદાસ

શ્રીમહાવદાસ સૌરાષ્ટ્રમાં નવાનગર (જામનગર) પાસે આવેલા "વળા" ગામના વતની હતા ઔદિચ્ય શિહોરા બ્રાહ્મણ જ્ઞાતિના હતા. તેમનું પ્રાગટય ફાગણ – સુદ ૨ ના દિવસે થયું હતું. તેમના પત્નીનું નામ મોહણદે તથા પુત્રનું નામ ગોકુલદાસ હતું તેઓ શ્રીમંત, સુખી અને પ્રતિષ્ઠિત હતા. ગુજરાતી, સંસ્કૃત અને વ્રજભાષાના પ્રખર વિદ્વાન હતા.

તેમણે પોતાનું વતન, ઘર, સ્વજન, સંપતિ વૈભવનો ત્યાગ કરી શ્રીમદ્ગોકુલમાં શ્રીજી સન્મુખ આવી શ્રીમદ્ ગોકુલમાં નિવાસ કર્યો હતો. તેઓ પોતાને ગોકુલવાસી કહેવડાવવામાં ગૌરવ ગણતા.

તેઓ ગર્ભશ્રીમંત હોવા છતાં શ્રીમદ્ ગોકુલ આવી નિષ્કિંચન થઈને રહેતા અને જાતે શ્રમ કરી જંગલમાં જઈ સૂકા લાકડા લઈ આવતા અને તે વેંચીને કુટુંબનું પોષણ કરતા ત્યારે પુત્ર ગોકુલદાસ નાના બાળક હતા.

શ્રીગોકુલભાઈજી શ્રીસ્વરૂપાનુભવોચ્છવ ગ્રંથમાં કહે છે કે

જીરે સોરઠ માંહા વલે ગામના ભકતરાજ માહાવદાસ જેહ, સોહાગ મહેરામણ
જીરે તેની પત્ની મોહણદે પુત્ર ગોકુલદાસ તેહ, સોહાગ મહેરામણ

હરિ વલલભ રત્ન રસાલ ભકત રાજ ગ્રંથમાં આઠમા માંગલ્યમાં કહયું છે કે :

વલે ગામ સુખદાયજી ૧ ૬૯ ૧
ભકતરાજ મહાવજીભાઈ હવા, પરમ કૃપાપાત્ર સારજી
શ્રીપ્રભુજીની કરૂણા એ ઉપર, ભાગ્યવાન તે અપારજી ૧ ૭૦ ૧
કાશ્મીર શ્રીપ્રભુ સંગ સાથ માંહા, નિષ્ઠાવાન તે ઘણુંયજી,
સ્વરૂપ વિણ બીજું સમજે નહી, શું કહીએં એહો તણુંયજી ૧ ૭૧ ૧
શ્રીપ્રભુજીનો જશ તે પ્રકટ કર્યો, કહું તેહ તણા નામજી,
દિવસ તે એકનું વર્ણન, " શ્રીવલ્લભ ચરિત્ર " અભિરામજી ૧ ૭૨ ૧
શ્રીવલ્લભવરનો વિવાહ કહયો, વળી વિનંતી છે ચારજી,
ખાંડણા વિરહ સંયોગના, અને અષ્ટપદી સારજી ૧ ૭૩ ૧
' રસસિંધુ ' રસાલયને વળી કહયા, ' ગુઢરસ ' વાકય વેદજી
સંસ્કૃત ગ્રંથ પ્રીતમજીનો, નાયક નાયિકાના ભેદજી ૧ ૭૪ ૧
એવા ભગવદી ભાઈ મહાવજી, સ્ત્રી મોહણદે તે જેહજી,
બેટો ગોકુલદાસ તે બાલ્ય છે........................................ ૧ ૭૫ ૧

શ્રી મહાવદાસજીએં (૧) શ્રી વલ્લભગીત (૨) રસાલય (૩) રસકોષ (૪) રસસિંધુ (૫) ગુઢ રસ (૬) શ્રી કૃષ્ણ ચરિત્ર (૭) શ્રી વલ્લભ સ્તોત્ર (૮) શ્રી વલ્લભાષ્ટક (૯) શ્રી વલ્લભજી ચરિત્ર (૧૦) નામકર્ણ (૧૧) વિવાહ ખેલ (૧૨) વિજ્ઞપ્તી તથા સંસ્કૃતમાં તાત્પર્ય બોધ તથા સજ્જન મંડન વિગેરે ગ્રંથોની રચના કરી છે.

શ્રીમહાવદાસજી પોતાનો પરિચય આપતાં લખે છે કે મેં ધર્મશાસ્ત્રોના પાઠ સંસ્કૃતમાં ઘણા કર્યા હતા તથા તેનું નિયમીત વાંચન કરતો છતાં શ્રીગોકુલેશપ્રભુ કોઈ દિવસ મારી સાથે બોલતાં નહીં પણ એક દિવસ શ્રી સર્વોતમ સ્તોત્રનો પાઠ કરતો હતો ત્યારે શ્રીજી મારી સાથે બોલતા નહી પણ એક દિવસ શ્રી સર્વોતમ સ્તોત્રનો પાઠ કરતો હતો ત્યારે શ્રીજી મારી પાસે પધાર્યા અને મારી સાથે બોલ્યા શ્રીગોકુલેશજીએં શ્રી સર્વોતમજી ઉપર મોટી અને નાની એમ બે ટીકા કરે છે.

શ્રીમહાવદાસ અને શ્રીમોહનભાઈજીનો એક પ્રસંગ છે.

એક બેર આગરેએકુ મોહન પાઉધારે જેહ વાર
ભાર જાત મહાવદાસ ચાલે જો હે સુખદ શિરોમણી સાર ।૫૩।
મોહન દેખે તો ઉનકે શીષ પર કાષ્ઠન કો હે બોજ
તા દેખત મોહનભાઈ ઉપનો મન સંકોચ ।૫૪।
મોહન ઘોડેથી ઉતરી પૂછો યહ કર્તવ્ય કાહા હેતુ
તબ મહાવદાસે કહયો પ્રતિષ્ઠા હું પેજાર ।૫૫।
સુની ભાઈ ચકીત ભયે સંકુચે બહોત મન માંહે
તબકી મોહન પાછે ફીરે આયે મહાપ્રભુ જયાં હેં ।૫૬।
દંડવત કરી વિનંતી કરી મહાવદાસ કો એક પ્રકાર
તાતે વિનંતી કરહું હમારો કાં ન વિચાર ।૫૭।
તબ મહાપ્રભુ આજ્ઞા કરી, યાકો એસો, તોકુ એસો અંગીકાર
તાતે તોકુ બાધક નહીં યહ જાન નિરધાર ।૫૮।
જદ્યપી મહાપ્રભુ આજ્ઞા દઈ, તે સત્ય હે એહ પ્રમાન
તબ મોહન મન ઉત્કર્ષ ભયો, ત્યાગ કો એહ નિદાન ।૫૯।
સો મોહન આપુન એસે રહત, જા અગ્નિ મેં ઘૃત
તેસે મોહન મીલ રહત સદા રહત ઉનમત ।૬૦।

એક સમયે ભાગ્યરાસ શ્રીમોહનભાઈજી આગ્રાથી ઘોડેશ્વર થઈને શ્રીગોકુલ આવતા હતા તે બખતે તેમણે રસ્તામાં શ્રીમહાવદાસને જોયા મહાવદાસના માથે લાકડાનો ભારો હતો અને પરસેવાના રેલા ઉતરી રહયા હતા. આ જોઈને શ્રીમોહનભાઈજીનું હૃદય ભરાઈ આવ્યું તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યા અને મહાવદાસ પાસે ગયા અને કહયું કે આ કર્તવ્ય શા માટે? ત્યારે મહાવદાસે કહયું કે પ્રતિષ્ઠાતો કુકરી છે. આ સાંભળીને શ્રી મોહનભાઈના મનમાં ઘણો સંકોચ થયો પછી શ્રીમોહનભાઈજી શ્રીજી બિરાજતા હતા ત્યાં આવ્યા અને દંડવત કરી શ્રીજીને વિનંતી કરી કે આજે શ્રી મહાવદાસ કાષ્ઠનો ભારો લઈને આવતા હતા ત્યારે આમ વાત થઈ મહાવદાસ તો ભાગ્યશાળી છે તે શ્રમ લઈને સેવા કરે છે જયારે હું તો પ્રતિષ્ઠામાં રચ્યો પચ્યો રહું છું તો અમારો શું પ્રકાર છે? ત્યારે શ્રીજીએં આજ્ઞા કરી કે મહાવદાસનો એ રીતે અંગીકાર છે અને તમારો આ રીતે અંગીકાર છે તમને કાંઈ બાધક નથી આ રીતે આજ્ઞા કરી શ્રીજીએં શ્રીમોહનભાઈજી ના મનનું સમાધાન કર્યુ.

શ્રીમહાવદાસજી શ્રીજીમાં અત્યંત સ્વરૂપાસક્ત હતા. તેઓ ધોળમાં કહે છે કે :

" શ્રી વલ્લભનું રૂપ નિરખું અનંત કોટી નિવાસ

વદન પંકજ સદા પ્રફુલ્લિત મંદ મૃદુ કલ હાસ "

આવા અનન્ય ભગવદીયના ચરિત્રનું વર્ણન ક્યાં સુધી થઈ શકે.

# મંગલા ચરણ

* ચંદ્રાવલા *

ભકત તણો આધાર છે રે શ્રી ગોકુલનાથ
જીવ કર્યા રસપુષ્ટિ.
અનેક ધરીને મસ્તક હાથ
ધરીને મસ્તક હાથ સોહાગી
જીવ અનેકની ભ્રાંત્ય ભાંગી
શ્રી ગોવર્ધન ધારી એહ
ભકત તણો આધાર છે એહ
શ્રી ગોકુલનાથ જીરે
પ્રગટયા પુરણ બ્રહ્મ રસાતળે
જાતો રાખ્યો નિર્ણય કરીને
ધર્મજ સ્થાપ્યો
પુષ્ટિ રસ નિજદાસને આપ્યો
દુષ્ટ જીવના ભાંજ્યા ભ્રમ
શ્રી ગોકુલનાથજી પ્રગટયા બ્રહ્મ

* વ્યસન સ્નેહનો પ્રકાર *

વહાલો જ્યારે ઉઠી જાયે
ત્યારે જીવ ઘણું અકળાય
એહવી મુજને ટેવ પડી
વહાલા વિન ન રહેવાય ઘડી
ક્ષણું જો વહાલો વેગલો થાય
વાધેયે આગ કાલજડે દહે
અંગે અંગ ચાલે ઝાલ
આવ્યો જાણે પ્રલય કાલ
કાલજ બળે ન દીસે બાહાર
કહીં સુખ ન થાયે લગાર
જીવ કાંઈ નવ ધરે ધીર
જાણી એ મેહલશે શરીર
આગળ વહાલો બેઠો એમ
તે હૈયામાં આવે કેમ
લોહી બળે ને સૂકે દેહ
તેને કહીયે વ્યસન સ્નેહ

## ગ્રંથ કરવાનો હેતુ

સાંભળતા સુખ ઉપજે
અને બાંધે હરિશું નેહ
ઉપજાવે બહુ વિરહ
ને પરવશ થાયે દેહ

જે કહ્યું તે ધરજો મન
આદર જો તે થાઓ ધન્ય
વાત કહીં સઘળી હું ઘણી
પ્રસન્ન થાઓ શ્રી ગોકુળધણી

ચતુર તે શ્રીજીના લોક
લોક ભાવ તેને મન ફોક
ફોકટ તે વાણી નવ બોલે
બોલે તે અમૃતને તોલે

ઊંડી વાત અહીં છે ઘણી
સ્નેહ રૂપ શ્રી વલ્લભતણી
વિચારશે મન માંહે ઘણું
દુઃખ માત્ર જાશે તે તણું

મિત્ર મારે છે મોટોભાઇ,
ભગવદી શિરોમણી રાઇ.
કૃપા તેની છે મુજને ઘણી,
તો જાણ્યા મેં શ્રી ગોકુળ ધણી
મોટાજી જો પ્રસન્ન થયા,
તો શ્રીજીએ કીધી દયા.
તે માટે મેં કીધો ગ્રંથ,
સ્નેહ રીત્ય જાણવાનો પંથ.

# માહવદાસભાઇનો પરિચય

આ ચારે ગ્રંથોના રચયિતા માહવદાસભાઇ સારાષ્ટ્રના વળીઆ ગામના ઓદિચ્ય બ્રાહ્મણ હતા. શ્રી ગુંસાઇજી જયારે ગુજરાત પધાર્યા હતા ત્યારે તેઓ શ્રી ગુંસાઇજીના સેવક બન્યા હતા અને નિત્યપ્રતિ 'નવરત્ન' અને 'સર્વોત્તમજી' ના પાઠ કરતા હતા.

જયારે તેઓને શ્રી ગોકુલેશ પ્રભુમાં શ્રી કૃષ્ણચંદ્રની સ્ફુરતી થઇ ત્યારથી તેઓ શ્રી ગોકુલેશજીને શ્રી કૃષ્ણનું સ્વરૂપ સમજવા લાગ્યા, અને પોતાનું આખું જીવન શ્રીજીના સાનિધ્યમાં શ્રી ગોકુલમાં રહીને ગાળ્યું. આથી તેઓ પોતાને ગોકુલ નિવાસી તરીકે જ ઓળખાવે છે.

તેઓ એક મહારસાનુભવી કવિ અને કવિતા સાહિત્યમાં અગ્રગણ્ય શિરોમણી હતા. બુદ્ધિ ચાતુરી સર્વ ગુણે સંપન્ન હતા શ્રીજી તેઓ પર ઘણું જ પ્રસન્ન રહેતા અને વાર્તા, શ્લોકો, પ્રશ્નોના જવાબ આપતા.

માહવદાસભાઇ સંસ્કૃતના પ્રકાંડ વિદ્વાન હતા. સંસ્કૃતમાં તેમને 'વલ્લભ ગીત' 'તત્વાર્થ બોધ' અને સજજન કાંઠન' ગ્રંથ કર્યા છે. જયારે ગુજરાતી વ્રજ ભાષાંમાં 'વિવાહ ખેલ' 'ગુઢ રસ' 'નિત્ય ચરિત્ર' 'રસાલય' 'રસસિંધુ' 'રસ કોષ' વગેરે ગ્રંથ કર્યા છે.

આ ઉપરાંત વિનતિ, ધોળ અને પદોમાં સાહિત્ય રચ્યું છે. તેમાં પણ

"તે શ્રી વલ્લભને સખી સહું મળી
ચાલોને જઇ જોઇએ"

જેવું શ્રીજીના સ્વરૂપનું વર્ણન શાર્દૂલ વિક્રિડિત છંદમાં કર્યું છે જે ઘણું જ પ્રખ્યાત છે.

આ ચાર ગ્રંથો 'રસસિંધુ' 'રસાલય' 'રસકોષ' અને 'ગુઢરસ' માં 'રસ' શબ્દ સામાન્ય છે આ રસ એટલે ભગવદ રસ રસનો સિંધુ ઠાકોર પોતે છે. ઠાકોરનું સ્વરૂપ રસ રૂપ છે અને આ રસનું સ્થાન, આલય; કે કોષ ગૂઢત્વે કરીને ભગવદીના હૃદયમાં છે. એટલે ભગવદીયના સ્વરૂપને સમજવું જરૂરી છે.

માહવદાસભાઇએ આ ચારે ગ્રંથોમાં પ્રચુર દ્રષ્ટાંતો દ્વારા ભગવદીયના સ્વરૂપને સમજાવ્યું છે. અને તેમને કેવી કેવી સાવધાનતા રાખવી જરૂરી છે તે શિક્ષા પ્રકાર સુક્ષ્મ રીતે પ્રગટ કર્યો છે.

શ્રી ગોકુલમાં માહવદાસભાઇ વિરકત દશામાં રહેતા હતા. શ્રીજીના વિયોગમાં, જંગલમાં જેમ તેમ પોતાનું જીવન વિરહમાં, વ્યતિત કર્યું હતું લૌકિક અલૌકિક ઘણા અનુભવોથી ભરેલો રસ તેમને ઉપરોકત ગ્રથોમાં ઠાલવ્યો છે. શ્રીજીની મુખ માધુરીનું રસપાન કરેલ હોવાથી તેમના ગ્રંથોમાં એ રસ એક સરખો વહી રહયો છે. ભગવદસને લોપ થતો નથી. તેનું પાન કરનારે તો લોભી ભ્રમર સ્વરૂપ ધારણ કરવું પડે, અને કમલ પાશામાં પૂરાવા તત્પર રહેવુ પડે.

નવીનચંદ્ર કડકીઆ

# રસસિંધુની પ્રસ્તાવના

આ ગ્રંથમાં જ માહવદાસભાઈ લખે છે કે સંસ્કૃતમાં ઘણાં ગ્રંથ કીધા છે. પણ તે સહુ સમજે નહીં પણ મન ધરીને જેને સાંભળવાથી સ્નેહ ઉપજે અને શ્રીજી તરફ પ્રેમભાવ જાગે. વિરહ વ્યથા થાય અને દેહ પરવશ રહે. એવો રસીકજનને ગમે તેવો ગુર્જર ભાષાએ આ રસસિંધુ ગ્રંથ કરૂ છું.

આ ગ્રંથ બે જણના મંથનનું પરિણામ છે બે જણા વલોવે તો રસ ઉપજે માહવદાસભાઇ ઠાકોરના સાનિધ્યયમાં રહ્યા છે. અને પોતે રસાનુંભાવી ભકત છે. ભગવદી વૈષ્ણવોને શિક્ષા આપવાના નિમિતે આ ગ્રંથ દ્વારા તેમને સ્નેહની રીત જાણવાનો પંથ બતાવીને ઠાકોરને પ્રસન્ન પણ કર્યા છે.

"ઊંડી વાત કહી છે ઘણી
સ્નેહ રૂપી શ્રી વલ્લભ તણી
વિચાર સેજ મન માંહે ઘણુ
દુઃખ માત્ર જાશે તે તણું"

"કીધો છે એ ગ્રંથ મોદ ધરી મન માહવે,
શ્રી ગોકુલ કેરો કંથ પ્રસન્ન થાયે જે થકી"

આથી મિત્ર મોટાભાઇને કે મોટાજીને પ્રશ્ન કરે છે કે આ શ્રી વલ્લભજીના દર્શન કરીએ છીએ શ્રી જમુનાજીનું જલપાન કરીએ છીએ અને આ શ્રી ગોકુલ છેતે અતી રૂડું લાગે છે આનંદ ઉપજે છે પણ સ્નેહ ઉપજતો નથી તો શું કારણ છે? તે શા માટે તે મને કૃપા કરીને કહો.

મોટાજીનો જે જવાબ છે તે જ આપણા માટે શિક્ષા પત્રો છે. મોટાજી કહે છે કે સ્નેહ નહિ ઉપજવા પાછળનું કારણ આપણું અજ્ઞાન છે. આપણે ભગવદીઓ વિશે ભાવ ધરતા નથી. તેમના સ્વરૂપને સમજતા નથી. તેમની કૃપા જ ઠાકોર સાથે સબંધ કરાવી આપે છે. ભગવદી તે ઠાકોરના સ્વરૂપ બરાબર છે.

મોટાજીએ આ નિમિતે ભગવદીઓનું સ્વરૂપ કેવું હોવું જોઇએ તે સમજાવ્યું છે. ભગવદીઓએ સિંહની જેમ વિચારીને ડગ ભરવું જોઇએ. અભિમાન ન રાખવું. ક્રોધ ન કરવો. ક્રોધ હોય ત્યાં આનંદ ના હોય અને આનંદ નહિ ત્યાં ઠાકોર નહી. ક્રોધ ભુંડો ચાંડાલ બરાબર છે તેને હૈયામાં રાખીએ તે ભીતરનો અન્યાશ્રય છે.

ઠાકોરને સામગ્રી સમર્પતી વખતે ભગવદીઓએ સામગ્રી ઉત્તમ અને નિર્દોષ છે કે નહિં, તેનો ખ્યાલ રાખવો જોઇએ. ઠાકોર ભગવદીઓ દ્વારા જ રસ અનુભવે છે. ભગવદીઓએ દેખાદેખી નહિ કરવી જોઇએ. મહાદેવે વિષ પીધું તેના દેખાદેખીથી આપણે વિષ પીએ તો મરી જઇએ માટે મહાપુરૂષો કહે તેમ કરવું.

સ્વકીયજનોને શિક્ષા નિમિત્તે માહવદાસભાઇ મોટાજી દ્વારા કહે છે કે ધર્મના ત્રણ સ્વરૂપ છે પુષ્ટિ, પ્રવાહ, મર્યાદા, તેમની સ્ત્રીઓ કૃપા, સરસ્વતિ અને દયા છે. પુષ્ટિમાર્ગ માં કૃપા મુખ્ય વસ્તુ છે. ઠાકુર ઘણા અભ્યાસથી વશ થતા નથી. જપ તપ દાન તીર્થ યજ્ઞ ઉપાસના, વ્રત વગેરે કરતાં દીનતા રાખવી સારી. દીનતાથી ઠાકુર તરતજ પ્રસન્ન થાય છે.

સ્નેહ વિષે વધારે વિષદતાથી જણાવતા તેઓ કહે છે. કે સ્નેહની વાત ઊંડી છે. સ્નેહ વિના સર્વ ફીક્કુ છે. રેતીમાં ભળેલી બુરા ખાંડ મેળવવા માટે જેમ કીડીઓ હૈયા ની આંખે જુવે છે તેમ ભગવદીઓએ ઠાકોરને માટે તેવો ગુણ કેળવવો જોઇએ પુંચી જવા નો ગુણ જેવો ગોહમાં (પાટલા ગોહ) છે તેવો એકજ જગ્યાએ જો મન લાગે તો સ્નેહ ઉપજે અને હરિનો થઇ શકે.

શ્રી વલ્લભાચાર્ય કહે છે કે "ગૃહસ્થાશ્રમ વિના પુરૂષોત્તમની પ્રાપ્તિ નથી" મોટાજી કહે છે કે ચતુર સ્ત્રી જેનો હાથ ઝાલે તેને શ્રી પુરૂષોત્તમનો સાથ મેળવી આપે. માટે બ્રાહ્મણ કરતા સ્ત્રી ઉત્તમ છે.

ઉત્તમ ભગવદીતો ઠાકોરના વિરહી લોક છે. મન જો કયાંય ખૂંચે તો વિરહ ઉપજે વિરહ ઉપજે એટલે એ વસ્તુ હૈયામાં આવે તો સ્નેહ ઉપજે. આ સ્નેહના ચાર પ્રકાર છે. સ્નેહપ્રેમ, આસક્તિ, વ્યસન અને તન્મયતા સ્વાર્થ રહિત વહાલ એટલે પ્રેમ. આસક્તિ એટલે તલપ, જોવા જાણવા મળવાની લગન જેના વગર ઘડી પણ ન રહેવાય તે વ્યસન સ્નેહ જેમકે જલ અને મીન, દુધ અને જલ દુધને જ્યારે ઉકાળે છે ત્યારે જલ પોતે બળે છે અને દૂધને રાખે છે. અને દૂધ ઉભરાઇને અગ્નિને ઓળવે છે. અને તન્મય સ્નેહ માટે કહે છે કે જ્યારે સ્નેહી પોતાના સ્વરૂપમાં આવીને રહે. બેઉનું સ્વરૂપ એક થાય પોતાની દેહ વીસરી જાય ત્યારે તન્મય સ્નેહ ઉપજે તન્મય સ્નેહી હોય છે તેને શરીર બે હોય છે પણ જીવ એક હોય છે જેમ દેહમાં કુમાર પૌંગડ, કિશોર યૌવન જેમ પ્રગટે છે તેમ સ્નેહ પ્રગટે છે. સ્નેહનો આ પંથ, પ્રેમ, આસક્તિ, વ્યસન અને તન્મયતા સુધી કાપી શકીશું તો ઠાકુર જરૂર કૃપા કરશે આપણે પંથ જ બરાબર કાપતા ના હોઇએ તો ઠાકોની કૃપા કયાં રહી ?

માહવદાસભાઇ મહેદ ભકત હતા તેઓ ચાતકની જેમ ઠાકુરના દર્શનની રાહ જોતાં અને ઘણી વાર માખી નિવારણની સેવા પણ બજાવતા.

'રસસિંધુ' એટલે રસનો સાગર અને રસનો સાગર એટલે ઠાકુરનું સ્વરૂપ ઠાકોરના એ સ્વરૂપને સમજવા માટે 'રસસિંધુ' ગ્રંથમાં ડુબકી લગાવનારનો બેડો અચુક પાર થશે.

રસસિંધુના પાન દ્વારા ભગવદીઓનું સ્વરૂપ સમજાશે. પોતાનું સ્વરૂપ સમજાશે અને પછી ઠાકોર પ્રત્યે સ્નેહ ભાવ આવશે. આશા છે આ ગ્રંથમાં વર્ણવાયેલ માહવદાસભાઇના વચનામૃતો એળે નહિ જાય.

જનમાષ્ટમી
સંવત ૨૦૫૦
વડોદરા.

નવીનચંદ્ર કડકીઆના
જે જે શ્રી

# માહવદાસભાઇ કથિત

## શ્રીજીના વિચાર
## રસસિંધુના મોતી

* પ્રસાદ એટલે શું ? અને મહાપ્રસાદ એટલે શું ?

ઠાકોર આરોગે તે અને તે પ્રસાદ ભગવદી લે અને ત્યાંથી ઉગરે તેનું નામ મહાપ્રસાદ

* ભગવદી મોટા કઇ રીતે ?

સર્વથી મોટી પૃથ્વી. પૃથ્વીથી મોટો સમુદ્ર સમુદ્રને અંજુલીમાં પીનારા અગસ્ત મોટા અગસ્તથી આકાશ મોટું, આકાશથી બ્રહ્માંડ મોટું અને જેને એક પગલાંથી પૃથ્વી માપી તે જગદીશ મોટા અને તે જગદીશને પણ હૈયામાં રાખનાર ભગવદી મોટા છે.

* મૂનિ કોને કહેવાય ?

મૌન રહે તેને મુનિ ના કહેવાય પણ જે તે સત્ય બોલે તે મૂનિ છે.

* બ્રહ્મચારી તે શું ?

જે પરણે નહિ તે બ્રહ્મચારી એમ સમજવું નહિ. પણ જે એક પત્નીવૃત કરે અને બીજી સ્ત્રી પર મન ન ધરે તે બ્રહ્મચારી.

* નિવેદન તે શું છે ?

નિવેદન તે વિવાહ છે. નિવેદન તુલસી દલ સાથે રાખી થાય છે. તુલસી તે વૃંદાનું સ્વરૂપ છે, અને વૃંદા મહા પતિવ્રતા છે.

* વૈષ્ણવ તે શું ?

શ્રી પુરૂષોત્તમને આશ્રિત વિષ્ણુ છે. તે પુરૂષોત્તમના જમણા ચરણારવિંદ તળે રહે છે. તેહને ભજવા યોગ્ય થયો તે વૈષ્ણવ. વણલોભી, કપટ રહિત અને પરાઇપીડને જાણે અસત્ય ન બોલે, પર સ્ત્રી પર દ્રષ્ટિ ન કરે અને શ્રવણ કીર્તન જેને વહાલું હોય તે વૈષ્ણવ.

* દાસ તે શું અને સેવક તે શું ?

વૈષ્ણવ થયા પછી સન્મુખ ઉભો રહી કીધું કામ કરે, ઘણું મોદ પામે, તેનું નામ દાસ દાસભાવ આવે ત્યારે સેવક થાય સેવક અંગસેવા કરે. ઠાકુર જે માંગે તે આણીને આપે. સેવાચોર ના થાય. જે કરે તે ઠાકોરને પૂછીને કરે તે સેવક.

* સાધુ તે શું ?

જે નિષ્કપટ હોય તે જ સાધુ તે સંસારની ખટપટમાં ના પડે.

* ભગવદી તે શું ?

ખરો સેવક ભાવ આવે ત્યારે ભગવદી થવાય ભગવદી તે ભગવદ સ્વરૂપ છે. ભગવદી તે શ્રીજીના રમણ પાત્ર છે.

* દાસ, સેવક અને ભગવદી શું એકજ છે ?

ના કમલની જેમ જુદી જુદી જાત છે તેમની શોભા અને ગુણ જુદા જુદા છે. જેમ કે અંબુજ, તામરસ, ઉત્પલ, પુંડરિક શ્યામ કમલ શીતકમલ વગેરે અથવા તો તેલની જેમ ઘણી જાતો છે સરસીયું એરંડી, અલસી, કંરજીયું, પણ શુદ્ધ તલીના તેલમાં

ઘણા ગુણ છે તે બીજા તેલોમાં નહિ તેવું જ ભગવદીનું સમજવું.

* ઠાકોર ભગવદીમાં કેવી રીતે રહે છે ?
ભગવદી વિશે ઠાકોરને રહેવાના ત્રણ ઠામ છે. હૃદય કમલ, કાલજ કમલ અને નાભિ કમલ. વિરહાગ્નિ અલૌકિક અગ્નિ છે. શ્રી વલ્લભાચાર્ય અગ્નિ સ્વરૂપ છે. પ્રથમ તે અગ્નિ કાલજામાં આવે. પછી સ્નેહરૂપ શ્રી ઠાકોરજી પધારે સ્નેહ તે ઠાકોરનું સ્વરૂપ છે. અગ્નિથી જીવના સકલ દોષ બળે છે, કાલજુ હૃદય અને નાભિની વચ્ચે છે. તે બંને બાજુ દોષ રૂપી કચરો બાળે છે.

* સેવા ભયથી થાય કે સ્નેહથી થાય ?
જેમ ગારૂડી સર્પની સેવા કરે છે. ત્યાં ભય છે અને વહાલ પણ છે. સર્પ કરડે પણ ખરો તે ભય છે. અને છોડે તો ગુજારો જાય માટે બેઉ વાણા જાળવવા પડે.

* આ મારગ ખાંડાની ધાર જેવો કેમ કહેવાય છે ?
જેમ ખાંડાની ધાર એક સતકોષ લાંબી છે અને એક કોષ ઊંચી છે અને ઘણી તીખી છે. પેલે પાર જવા માટે જાળવીને પગ માંડવા પડે. કામ, ભય, સંપતિ કે ભુખનો વિચાર પણ ના થાય ખંજવાળી પણ ના શકય અને વારે વારે મનને કહે કે પડીશ પડીશ, એવી સાવધાનતા રાખવી પડતી હોવાથી ખાંડાની ધાર જેવો કહેવાય છે.

* શુંકન અપશુકનમાં માનવું કે નહિ ?
મોટા અન્યાશ્રય છે તે ઝટ નજરે પડે છે. પણ નાના અન્યાશ્રય દ્રષ્ટે પડતા નથી. શુકનમાં માનીએ તો દીકપાલ દેવનો આશ્રય કીધો અપશુકનના ધણી અસુર છે. અપ શુકન માને અશુરનો આશરો થાય. છીક માને ચંડીનો આશ્રય થાય. એ બધા અન્યા શ્રયો છે. કોઇ એકને ઘેર પરોણો હતો તે બીજે ગામ ચાલ્યો. ત્યારે ઘરધણીએ કહ્યું કે આજનો દહાડો રહો ત્યારે તે રહ્યો નહિ. ગામ ચાલ્યો ત્યારે વાટમાં ગધેડો બોલ્યો તે મનમાંહે અપશુકનનો ભાવ આવ્યો તે માટે પાછો વળીને પેલાને ઘેર આવ્યો. શ્રીજીએ સાંભળ્યું ત્યારે કહ્યું કે "મિત્રનું કહયું ના માન્યું અને ગધેડાનું કહ્યું માન્યુ"

શુકન અપશુંકન તો મનમાં જ છે. મનમાં આનંદ આવ્યો તે શુંકન અને મન માં ઉદવેગ આવ્યો તે અપશુકન માટે ભગવદ ઇચ્છા ભલી જાણવી.

( રસસુખ સાગર ગ્રંથ-મોટાભાઈજી કૃત )

— દોહા —

જયજયશ્રી વિઠ્ઠલ સુવન, પ્રગટ શ્રી વલ્લભરુપ,
દ્વિજવરવપુધર ધરનીપર વિલસે શ્રી ગોકુલ ભુપ (૧)
સો રસ લીલા પ્રગટ કરી દાસ ગોપાલ અનુપ
સબશિર છત્ર જુ મહદમણી, અનન્યતા કો ભુપ. (૨)
મહારસ પતિવૃતનેહકો, લખ્યો ન કાહુ જાય,
શુદ્ધપુષ્ટિકો રસએસો રસ પ્રગટ જણાય. (૩)
ભાષાવિધ પદ છંદમે છુટક ગ્રંથ અપાર,
પ્રગટ પ્રકારે દેખીકે કીનો રસ વિસ્તાર (૪)
સંપૂરણ સૃંગાર રસ દ્વિદલાત્મક રસ સાર
આધિદૈવિક રુપ પર વેદન પાવે પાર (૫)
વેદ પાર રસરુપએ ગોકુલેશવર રાય,
આય આય વરણ્યિો કરઆચ પ્રગટ બતાય. (૬)
મહાપ્રમેય પ્રાગટ પ્રગટ શુદ્ધ પુષ્ટિ જીય જાણ,
પુષ્ટિ જીવ જાને નહિ, મહારસ નહિ પહેચાન (૭)
જહાં મહાતમ તહાં રસ નહિ, શુદ્ધ પુષ્ટ નહિહોય
મન સમજીવન કહેતહે, હમ જાનત સબ કોય (૮)
ગોકુલેશકી સૃષ્ટ કુ લીખ પાવે નહિ પાર,
અનન્ય રસ સાગર ભર્યો ગુણ અગણીત વિસ્તાર (૯)
જશરસ ગ્રંથ કીયે બહુ કહાં લગી વરણુ નામ,
ત્રિભુવનમે પાવે નહિ એસો કો મનોકામ (૧૦)
તિનબીચ આચરી ભયે, દાસ ગોપાલ સુધામ,
વાસી વ્યારા ગોમકે, કાયસ્થ શુદ્ધ અભિરામ (૧૧)
ભરી સિદ્ધાંત રસએ તત્વકુ ધરી પ્રમાણુ નિજ ગ્રંથ
કરી પ્રમેય રસ પ્રગટ અરુ ગુઢ તત્વ જે પંથ. (૧૨)
એસો રસ પ્રગટ કરી જતાયો તત્વ સ્વરુપ,
મન વચન ક્રમ શુદ્ધએ સબ ભાવનકો ભુપ (૧૩)
ગોકુલપતી કે ભગવદી મોહન ગોકુલ રત્ન,
મહારસ રૂપ સ્વરૂપ સમ પ્રગટ જતાયો યત્ન (૧૪)
તિનકો રસ આધાર એ દાસગોપાલ સુ પ્રાન
કોટિ કોટિ નિજ સૃષ્ટકો દીનો મહા રસદાન (૧૫)
નિ:સાધન ફલ રુપકો શુદ્ધ પતિવ્રત સાર,
એ રસ પ્રગટ ન કરનતો નિજજન પહોંચન ન પાર (૧૬)
લીલા રસ નિજધામમે, જાકે કર રસદાન,
પાન કરાવે રુપકો અનન્ય રસા પહેચાન. (૧૭)

॥ શ્રી ગોકુલેશો જયતિ ॥

**શ્રી મહાવદાસભાઇ**

કૃત

# રસ સિંધુ-ગ્રંથ

॥ રસ સિંધુ ગ્રંથ ॥ હવેએહવું મનમાંહીઉપજે છે એક અતી રસીક ગ્રંથકીજે શ્રી ઠાકુરજીને જોઇએછે ભગવદીની સંગતીકીજે છે, તોહે પણ સ્નેહ ઉપજતોનથી, તે માટે મન ધરીને સાંભલે તો સ્નેહ ઉપજે અને સ્નેહ વૃદ્ધી પામે એહવો એક ગ્રંથ શ્રીગોકુલવાસી આ માહાવદાસે કહયો છે. ગ્રથનું નામ રસસિંધુ સંસ્કૃતે ઘણાંએક ગ્રંથ કીધા છે પણ તે સહુ સમુઝે નહિ તે માટે ભાષાએ ગ્રંથ કીધો છે ॥ કાંઇવાતે કરીને ગ્રંથકહેસું, કાંઇ ચૌક્ષારે કરીને ગ્રંથ કહેસું ॥ કાંઇચોપૈયેકરીને ॥ કાંઇ દૂહેકરીને કાંઇ ગાનેકરીને ॥ કાંઇકુંડલી એ કરીને ॥ કાંઈ સવૈયા કરીને કાંઈ ચંદ્રાવલે કરીને, પણ ઘણું તે વાતે કરીને કહેસૂં અને જે રાગે બાંધીએ તો ઉંચે સ્વરે ગાવું જોઇએ અને સ્નેહની વાત તે વાતે કરીને કહે છે. ત્યાહાં પ્રથમ મંગલા ચરણ કહે છે શ્રી વલ્લભજીના પ્રતાપ રૂપીયો દીવો કહીને વર્ણવે છે. ॥ સવૈયો ॥ થાલુ તેકછપજેહનું, શેષનાગ દંડ જેહનો, ફણ ચાહું, ધરણી તે કોડીયું છે જેહનું, સાગર તે તેલ ભર્યું મેરૂ તે દીવેટ જેહની, કલી તે સૂરજ જેહની કાજલ આકાંશનૂં. પતંગ અસુર ઘણાં, દાસતે કિરણ જેહની, જગત ઉધોતકરે દુઃખ ટાલે દેહનૂં, શ્રી વલ્લભ પ્રતાપ મોટોદીવો ત્રીભોવન માંહે સોહે છે તો કરો હવે ભજનરે તેહનૂં ॥૧॥ ચૌક્ષરા ॥ ગ્રંથ કરે છે માહાવો રસસિંધુ તેહનૂં નામ ॥ સ્નેહી ને મનગમેતો આનંદ કેરુ ઈ ધામ ॥ ૧ ॥ સાંભલતાં સુખઉપજે અને બાંધે હરિશું નેહ ઉપજાવે બહુ વિરહને પરવસ થાયે દેહ ॥૨॥ ચંદ્રાવલો ॥ નમન કરીને તેહનેરે કરૂં છુ એ ગ્રંથ, રસીક જનને ગમેતો જાણવા સ્નેહનો પંથ ॥૧॥ જાણવાં સ્નેહનો પંથજ રૂડો પ્રીછીએજેણેએ રસરૂડો, શ્રીવલ્લભજીને ગમસે જેહ ॥ નમન કરીને બોલીસ તેહ–શ્રીવાહાલમાજીરે એતે ચંદ્રાવલાની આંચલી છે તે ચંદ્રાવલે કહેવાસે ॥ દૂહા ॥ ગ્રંથ કરૂં છું એહ શ્રીવલ્લભ ચરણ હૈયેધરી વાધે અતીઘણો નેહ સાંભલતાં હરીજનને ॥૧॥ મથજો વારંવાર એ રસસિંધુ મને કરી, પ્રેમ ધરી અપાર બેહરીજનને

મેલાવડો ॥૨॥ બે હરીજન તે શામાટે ? મથન જે વલોવું તે બેજણા વલોવે તો રસ ઉપજે. અને બીજાકોએ હોય તે મથાનનો ઘોષ સાંભલે એનો ભાવશો છે ॥ બેજણા ભગવદ કથા કહેતો રસ ઉપજે અને બીજા હરીજન હોએ તો બેઠા સાંભલે તે માટે બે હરીજન કહ્યા ॥ હવે પૂછયા વિણા વાત ચાલે નહિ તે માટે એક વાતનો પ્રસંગ ચલાવીએ છે ॥ એક સમે મોટાજીને માહાવદાસ એ બેહુ ભગવદી શ્રી ગોકુલમાંહે બેઠા છે ત્યાં મહાવદાસે પૂછૂં ॥ મોટાજીને, અજી મોટાજી, મુહને સંદેહ ઉપનો છે જે આ શ્રી વિઠ્ઠલકુમાર શ્રી વલ્લભજીને જોઇયે છે ॥ અને આ શ્રી જમુનાજીનું જલપાન કીજે છે ॥ અને આ શ્રીગોકુલ છે તે અતી ઘણું રુંડું લાગે છે, આનંદ ઉપજે છે પણ સ્નેહ ઉપજતો નથી, તે શા માટે ? તે મુહને કૃપા કરીને સમુઝાવીને કહો ॥ ત્યારે મોટાજી કહે છે, અરે માહાવદાસ એ વાતના રસીયા થોડા છે પણ સાંભલ હું જાણું તેહવું કહું છું. આપણ ભગવદીને વિષે ભાર ધરતા નથી તે માટે ભગવદીતે ભગવદ સ્વરૂપ છે શ્રીજીએ કહ્યું છે જે ભગવદીતે ઠાકુરના સ્વરૂપ છે એકવાર રાત્રે શ્રીજીદસમસ્કંધની કથા કહેતા હતા ત્યારે હું પાસે હુતો. તે એમ કહ્યું જે એક વાર શ્રી કૃષ્ણને બલદેવજી ગાય ચારવા પધાર્યા હતા શ્રી વૃંદ્રાવનમાંહે ત્યાંહા ભાંત્ય ભાંત્યના વૃક્ષલતા સર્વનમી નમીને રહયા છે. ત્યાંહાં તે શોભાદેખીને શ્રી કૃષ્ણ બોલ્યા અજી બલદેવજી આ વૃક્ષ તે ફલ ફુલ પત્ર પૂષ્પ છાંયાએકરીને તમારી સેવા કરે છે ચરણને વિશે નમીનમીને રહ્યા છે જે તમોએ વ્રક્ષલતાના નાથ છો તેમાટે ત્યારે શ્રીજીએ કહ્યું જે એ વૃંદાવનને વિશે જે વૃક્ષ છે અને ગુલ્મ લત્તા છે તે સર્વના નાથ તો શ્રીકૃષ્ણ છે તો એમકાં કહ્યું તે ઉપરવલી શ્રીજીએ કહ્યું જે યહાં કાંઈ દોસનહી તે સા માટે શ્રી બલદેવજી ભગવદી છે તે સમય તેમનામાં ઠાકુરનો પૂર્ણ આવેશ છે તે માટે ભગવદ સામગ્રી ભગવદીયને અને ભગવદીની સામગ્રી ઠાકોરને સમર્પીયે ઈહાં કાંઇદોસ નહિ શા માટે જે ભગવાન, અને ભગવદીને ભગવદ ગુણ એત્રણય એક છે વલી શ્રીજીએ કહયું જે એત્રણયે માંહે ભગવદીને વિષે ભાર ઘણો છે. જેઠાકુર ભગવદીનુ કહ્યું અવશ્ય કરે ભગાવદી ઠાકુરનું કહયું કરે કે ના કરે જયેમ રાજા હસ્તીનું પોષણ કરે છે અને ભાંત્ય ભાંત્યના રસ લેવરાવે છે અને કો એક હસ્તી તે રસે કરીને મત્તથાએ છે

અને રાજાનૂં કહ્યું એ કરતો નથી તોયે વાહાલો લાગે છે ત્યેમ ઇહાં જાણજો ॥ એહવું શ્રીજીએ શ્રી મુખે કહ્યું તે મેં સાંભલ્યું ॥ એમવલી એક વાર રાત્રે કહ્યું ભગવદીની વાતને પ્રસંગે કહ્યુ જે પ્રસાદનો મહિમા કહેવાયે ॥ પણ માહાપ્રસાદનો મહિમા કહીનજાયે ॥ ત્યારે માલજી પંચોલી બોલ્યા ॥ જે પ્રસાદતેસૂં ॥ અને માહાપ્રસાદ તેશું ॥ તેહવારે શ્રીજીએ કહ્યુંજે ઠાકુર આરોગ્યા હોય તે પ્રસાદ અને તે પ્રસાદ ભગવદી લે અને ત્યાંથી ઉગરે તેહનું નામ માહાપ્રસાદ ॥ એહવૂં શ્રી મુખે કહ્યું તે માટે જે ભગવદી મોટા, કોટિકંદર્પલાવણ્ય ઠાકુર ને કહ્યો છે તે શામાટે ॥ ઠાકુરતો મનુષ્યને પ્રકારે દીસે છે. તો કોટિકંદર્પલાવણ્યકયેમ જણાયે ॥ ત્યાંહાં કહ્યું જેટલા ભગવદી છે ॥ તેટલા ઠાકુરના કંદર્પ છે ॥ તે કંદર્પ દ્વારા ઠાકુર રસ અનુભવે છે ॥ જે ભોગવે છે ભાવરૂડો છે ॥ એકવાર વલી રાજભોગસમે શ્રીજીએ કહ્યું ત્યારે હું ઠાકોરને માખી નિવારતો હતો ॥ ત્યારે કહ્યું ત્યાંહાં ભગવદીની વાત કહી પછે ત્યાહાં આ શ્લોક કહ્યો ॥ પૃથ્વીનાવહિય મહત્સુમહતી યદ્યેષ્ટંનવારધિ-વીનો સોહલ શોષ્મ્દવેનમુનીના સવ્યોન્મિષદ્યોતવત ॥ તદ્વિષ્મોમંહતા સ્તચિક્રૃમતનો ॥ પૂર્ણપક્ષનાભવશ્યોપ્યાસ્તે લગ વાસ્તવૈવાહૃદયત્વતો-મહાત્રાપર ॥ એ શ્લોકનો અર્થ સર્વપે મોટીપૃથ્વી ॥ પૃથ્વીથી એ સમુદ્રમોટો જેણે સર્વ પૃથ્વીવીટી છે ॥ સમુદ્રથી અગસ્ત મોટો. સમુદ્ર અંજુલીએ કરીપીધો અગસ્તથી આકાશ મોટું ત્યાંહાં એ અગસ્ત ઉગ્યોહીસતો નથી ॥ જે આકાસ બ્રહ્માંડપે જગદીસ મોટા ॥ જેહનૂ એક ડગલું એપણનથાયું ॥ તે જગદીસપે ભગવદીમોટા ॥ તેણે સર્વતે મોટા જગદીસ તેહૈયામાંહી રાખ્યા છે ॥ તે ભગવદીથકી કોઇ મોટું નથી ॥ એહવુશ્રીજીએ કહ્યું ॥ તે માટે તે ભગવદી મોટા તે ઠાકુરના સ્વરૂપ છે ॥ ઠાકુર ને ઘણુંજ વહાલા છે ॥ તે માટે ભગવદી મોટા ॥ તે હું ભગવદી નો પ્રકાર કહું સાંભલ ॥ ભગવદીને હસ્તીનો ગુણ જોઇયે ॥ ઉત્તમ હસ્તીને સદા મત હોય છે સદા ગંભીર હોય છે. ॥ કસી ઉત્તમ વસ્તું ખવરાવે ત્યારે વીનંતી કરી કરીને ખવરાવે છે. એ ગુણ ભગવદી માંહાં જોઇએ ॥ વલી કહે છે ॥

* કુંડલીયો *

મત ગજ કહેને ન માને હોય સદા બલધીર
ઇચ્છાએ જ વનમાં ચાલે છે મન અતિગંભીર
છે મન અતિગંભીર રમે જેમ સુખ ઉપજે

એણી ભાંતે સર્વદા હરિજન હરિભજે
હસ્તીતે મહારસીયો હોય રસબિણ કાંઇ ન ભાવે
રસ બીજાને તુરછજ જાણે ચિંતા નીકટ ન આવે.

સદા હર્ષ ભર્યો રહે ॥ એણી ભાંતે રહે સદા હરીજન તે મહાવકહે ॥ શા. બાત ॥ વલી કહે એક વૈષ્ણવને ઘેર ચાર ઉત્તમ વૈષ્ણવ આવ્યા ॥ અને ઘર માંહાં કાંઇ સામગ્રી નહિ સુકરે ॥ અને સ્રીનો ભરતાર ગામ ન હતો ॥ ત્યારે સ્રીયે કહયું જે ॥ અમુકા શેઠને જેને કહયું જે આજ રાતે હું તું પાસે આવીશ ॥ અને ચાર જણા પ્રસાદ લે તેટલી સામગ્રી આપો ॥ પછે તે સ્રી ત્યાંહાં ગઇ તે શેઠનું મન તે ઉપર ઘણુંજ હતું ॥ ત્યારે સ્રીએ જઇને કહયું ॥ અને સર્વ સામગ્રી આપી ॥ અને કહયું જે દ્રવ્ય લેઇજાઓ ત્યારે તેણીયે કહ્યું જે માહારે ઘેર ચાર પરોહણાં આવ્યા છે તે માટે એટલુંજ જોઇયે છે ॥ પછે તે સામગ્રી ઘેર લાવીને ઉત્તમ રસોઈ કીધી ॥ વૈષ્ણવે પ્રસાદ લીધો ॥ ચૌમાસાના દહાડા હતા પછે તે સ્ત્રીનો ધણી ઘેર આવ્યો તે વાત સાંભલીને પ્રસન્ન થયો ॥ પછે તે સ્ત્રી શણગારીને ખંધોલે બેસાડીને લેગયો ॥ ત્યારે શેઠે પૂછયૂં જે પગકચરો ખરડાંણાં નથી તે સૂં ॥ પછે તેણીએ સર્વ કહ્યું ॥ પછે પેલે પ્રસન્ન થઇને પાછી મોકલી એ વાહલાજીની રીત ॥ ભાવ રૂડો છે ॥ વલી ભગવદીને સિંઘનો ગુણ જોઇયો ॥ સિંઘ (સિંહ) માહા બલીયો હોય છે ॥ ગંભીર હોય છે ॥ મારગે ચાલતા ઉભો રહીને પાંચ ઠામજુએ પાછલ વેગલૂંજુએ બેહુ પાસા આડુંઅવલું ઉચું જુએ પછેચાલે જદ્યપી બલીયો છે તોહેપણ વિચારી ચાલે ॥ ત્યેમ ભગવદી એ એણી પ્રકારે વિચારી ચાલવૂં ॥ સામગ્રી લેવેદેવે વિચાર કરવો ॥ ભાવતે રૂડો છે ॥ વલી કહે છે ॥ માહા ॥ સિંઘમાહાગંભીરે ચાલે ॥ ચાલે તે જોઇ ચાલે ॥ બલીયો પણ અન્યાયનચાલે ॥ હરીજન એહવી રીતે ચાલે ॥ ૧ સિંહને અભિમાન તેનાવે ॥ બલીયો તે પણ બલ ન જણાવે ॥ હરીજન એહવી રીતે અણાવે ॥ ૨ ॥ એ ગુણ ભગવદીમાં જોઇયે ॥ અને વલી સ્વારથ ન કીજે સવારથ તે ઓળખાયે નહિ ॥ ભગવદમારગે રૂડી દ્રષ્ટે જોઇયે ॥ તો કાંઈ એક સમઝાયે ॥ સ્વારથતે નાભિકમલને વિષે રહે છે ॥ સવારથ તે અભિમાનનું આસન છે અભિમાન તે સ્વારથ પર બેસે છે અભિમાન તેમાહાઅસુર છે ॥ સકલદોસનો રાજા છે ॥ જયાંહાં-જેહનો રાજાહોયે ત્યાંહાં તેહની પ્રજા હોયે ॥ ક્રોધતે મહાચાંડાલ

છે ।। ક્રોધ તે અભિમાનનો પ્રધાન છે ।। તે ક્રોધ તે હૈયામાંહે રહે છે ।। અભિમાન રાજા જ્યેમ કહે છે ત્યેમ ક્રોધ પ્રધાન બાહેર નિસરીને વિરોધ કાજ કરવૂં હોયે છે તે કરે છે ।। વલી પાછો હૈયે આવીને રહે છે ।। તે મૂલમાંહા થકી કાઢવો ।। પ્રથમ સ્વારથનું બલ ભાજવું । ત્યાંહાં દ્રષ્ટાંત જ્યેમે પહેલી દશામાહે આપણો કોઇક મિત્ર છે અને આપણ વૈષ્ણવ થયા ।। અને તે વૈષ્ણવ ન થયો ।। ત્યારે તે પર અરૂચકરવી ।। પૂર્વે મિત્ર છે તે માટે ઘરમાંહે આવે પણ ઘણુંમાન ન દેવું ।। આદર નકરવો પછે તેનું મન આફણીયેજ ઉતરે ।। એમ કરતા કરતા ઘેર આપણીયેજ થોડું આવે ।। ઇમહલવે હલવે આફણીયેજ આવતો રહે ગોલે મરેતેહનેવિષનહી એ ।। અકસ્માત મેહેલીએ તો વેરીથાયે ।। એણે પ્રકારે સ્વાર થને હલવે હલવે કાઢીયે તો અભિમાન રાજાનૂં બલભાગે ।। પછે ક્રોધ પ્રધાનનૂં બલ ભાગે ।। ક્રોધ તે ભગવત સંબંધ થાવાદે નહિ ।। ક્રોધ તે માહા અસુર છે ।। એક વાર ઉત્થ-પને શ્રીજી નાહાતા હુતા ત્યાંહાં ધ્યાનદાસ સારંગી વાલો બીજે ગામથી આવ્યો અને ઠાકુર આગલ બોલ્યો જે ।। બલીહાર જાઉ પાછલે ગામે વૈષ્ણવે મહારું સમાધાન ન કીધું ।। તે માટે મુહને ઘણીરીસ લાગી હતી પણ ।। તમોએ સમાધન કીધું તેથી રુડું લાગે છે ।। ત્યારે ઠાકુરે કહ્યું જો રીસ આવી તેહને કહે ગઇ હોયે ।। વલી કહ્યૂં જો કેને ઘરે ચાકર હોય છે. ત્યારે ચાકરને મારવા ઉઠે છે અને ક્રોધ છે તે સરવદા બિગાડે છે. તેહને કોઇએ કહેતો નથી ।। કહેતો વાહાલો થાએ છે ।। તો તેહનું સુંક હીયે ।। અહવું કહીને ભીતર પધાર્યા ।। તે માટે ચિદ્રુંપ સરષો તો ભૂંડો નથી ।। અને તે કહે જો ક્રોધ ભૂંડો ચાંડાલ ।। તો ચિદ્રુંપ થે ભૂંડો ક્રોધ ।। અને ભૂંડા એહવા ભૂંડાને હેયામાહે રાખીયે અને કહીયે જો માહારે અન્યાશ્રય કાંઇ નથી ।। ક્રોધ હોઇ ત્યાંહાં આનંદ નહી ।। આનંદ નહી ત્યાંહાં ઠાકુર નહિ ।। ભગવદીને વાહાલોતે આનંદ તેહ્રદય કમલમાંહે રહે અને અદભુત વહાલતે આનંદતે નાભિકમલમાંહે ।। એહવુ ઉત્તમઠામ અભિમાને અને ક્રોધે રુધ્યાંનો ઠાકુર આવીને કીહેઠામ રહે ।। તેમાટે આવે જ નહિ ।। જ્યેમ કોઇક રાજા બીજા કોઇક ઘરમાંહે રહે ।। વાહાં જાએ છે ।। અને સેવક તે ઘરમાંહાં થકી પહેલૂં કચરો પૂંજો ભૂંડો હોયે છે તે કાઢે છે અને રાજાનું મન પ્રસન્ન થાય છે ।। તેહવી રચના કરે છે અને રાજા રહે છે ।। તો બેઘડીતો શ્રી

૨સ-૬

પુરુષોતમને સદા સર્વદા હૃદય કમલમાંહે રહેવાને તેડીયેતો આપણાં દોષ રુપીયો કચરોપૂંજો ભર્યો છે તેહને કાઢીએજ ।। વલી ભગવદીને મુન્ય રહેવું ।। મૂનિતે સૂંત્યાંહાં કહે છે ।। એક કીર્તન માંહે કહયું છે વ્રજની ભાષાએ મુકતા ફલવિનુ ચાંચુનચલાવે ।। મૌનરહેકે હરીગુણ ગાવે ।। હરીજન હંસ દશા લીયેડોલે ।। વલી રસશાસ્ત્રે કહ્યું છે ।। મોનેન કિચિંદ્યદિસત્યવાદી ।। એહનો અર્થ ।। કાંઇબોલે નહિ તેનું નામ મુની ।। એમ નહિ જે સત્યવાદી હોય સત્યજ બોલે તે મુની ।। અને સત્યતો ઠાકુર છે ।। અને ઠાકુરનો જસ છે ।। અને ઠાકોરના લોક છે ।। બીજૂં સર્વ અસત્ય છે ।। તે માટે સત્યબોલે તે મુની ।। એક વાર શ્રીજી રાજભોગની આરતી કરીને નિજ મંદિરમાંહે બેઠા છે ।। ત્યાંહાં વૈષ્ણવ સર્વ બેઠા છે ત્યાંહાં મેં સાંભલ્યું તે કહું છું ।। ત્યાંહાં સુદામો બ્રહ્મચારી આવ્યો ।। ત્યારે શ્રીજીએ કહ્યું જે આ બ્રહ્મચારી આવ્યા ।। ત્યારે ત્યાંહાં માલજી પંચોલી સાથે ઠાકુરે વાત કહી ।। જે બ્રહ્મચારી તે જે એક પત્ની વૃત કરે છે ।। અને બીજીવાર વિવાહ ન કરે છે ।। અને કેઈક સ્ત્રી ઉપર મન ધરે નહિ ।। પરણે નહી તે બ્રહ્મચારી એમ નહિ ।। તે તો બ્રહ્મચારી તેશા માટે જેપૂરુષ છે તેને શરીરે કામ હોય છે ।। અને પરસ્ત્રી સાહામૂં જૂએ મનઘાલે ત્યારે તેણું બ્રહ્મચર્ય પણું વણસે ।। શા માટે જે કારણ સર્વ મનનુ છે ।। જયેમ કોઈક પુરૂષ ગામ થકો આવે છે અને ઘેર સ્ત્રી છે અને પુત્રી છે ।। અને તે આવીને પૂત્રીને મલે છે ।। ત્યારે કામ કયાં જાય છે ।। અને સ્ત્રીને મલે છે ત્યારે કામ કયાંહાંથી આવે છે ।। તે માટે સર્વ મન ઉપર વાત છે ।। અને મુની તે જે મિથ્યા ઓ લંઘનકરે ।। ભગવદ ગુણાનુવાદ બોલે ।। મૌન રહે તે મુની ।। ત્યારે માલજી પંચોલીના હાથમાંહાં કોક શાસ્ત્રની પોથી હુતી ।। જે માટે ચૌરાસી આસનના ભેદ છે ત્યાંહાં પંચોલીએ પૂછયું ।। ત્યારે હું પાસે હુતો ।। એમ પૂછયું ।। જે બલિહાર જાઉં આહાંવાં અનંત શણગાર ગ્રંથ કહીંએ પ્રગટ થયા છે ।। ને શુકરવાને ત્યારે શ્રીજી બોલ્યા જે એહવા શ્રંગાર ગ્રંથ પ્રગટ થયા છે. જે ઠાકુરની ઇચ્છાએ ભગવદીને અર્થ લોક જુએ છે માન ઘાલે છે તે પઢવાને કાજે. ત્યારે પંચોલીએ પૂછયું જે લોક એ ગ્રંથ જોતાં જો પડે તો લોક તો મુરખ છે તો ઠાકુરલોક સાથે એહવું કપટ કાં કીધું જો એહવા ગ્રંથ પ્રગટ કીધા ત્યારે શ્રીજી બોલ્યાજે એ ગ્રંથ એટલા માટે પ્રગટ કીધા

જે ભગવદી કયેમ જાણે જે અમારા ઠાકુર કયેમ કયેમ વિહાર કરે છે તે જણાવવાને કાજે વલી શ્રીજી બોલ્યા જે જદ્યપી ભગવદી પોતે મન ઘાલે છે અનુભવે છે યહાંકાંઇ દોષ નહિ તે શા માટે ભગવદી જે જે કરે છે તે ઠાકુરના અર્થે તે રસનો અંગીકાર ઠાકુર પોતે કરે છે જે ભગવદીને હૈયે બેઠા છે ।। તે માટે જયેમ એક ફુલ ઠાકુરને અર્થે આણ્યું છે તે સારૂ છે કે કડવું છે કે મીઠુ છે તેહનો સ્વાદ જોવાને પહેલૂં પોતે ચાખે છે તો યહાં કાંઈ દોષ નહી ઠાકુર પ્રસન્ન થાએ છે જો પહેલું પોતે ભોગવે નહિ તો ઉત્તમ મધ્યમ વસ્તુ જણાયે નહિ અને અજાની વસ્તુ ઠાકુરને કયેમ સમર્પેએ સેવકનો ધર્મ નહિ ઠાકુર અને ભગવદી એક છે ઠાકુરને ભગવદી દ્વારા રસ મીઠો લાગે છે જયેમ કો એક રાજા છે અને ભોજન કરવા જાએ ત્યાંહાં ભાંત્ય ભાંત્યની ઉત્તમ સામગ્રીનીપાઇ છે ત્યાંહાં રાજાને બીજેએક સામગ્રી મેહેલે છે રાજા ભોજન કરે પણ રુચી લાગે નહિ અને પોતાના હાથે રસોઇને ભોજન કરે તોહે રુચી લાગે નહિ તો કયેમ રૂચી લાગે ।। જો રાજાને વહાલી સ્ત્રી છે ઘણું સુંદરી છે ઘણું ગુણવંતી છે ઘણું ચતુર છે એહવી વહાલી સ્ત્રી જયારે રાજાને તેજ સામગ્રી મહેલે ત્યારે ઘણું મોદ સાથે ભોજન કરે તેમ ભગવદી ઠાકુરને ઘણા વહાલા છે તે માટે ભગવદી દ્વારા ઠાકુર રસ અનુભવે તે ઘણું જ સુખ લાગે છે પછે પંચોલીએ પૂછયું જે એહવો શ્રૃંગાર રસ ગ્રંથ તે સમાર્તક બ્રાહ્મણથી પ્રગટ થયા તો વૈષ્ણવથી કાં રસ ન પ્રગટ થયા ત્યારે શ્રીજીએ કહ્યું જે એટલા માટે પ્રગટ થયા છે જે સમસ્ત વૈષ્ણવને પોતાનો પ્રકાર જણાવવાને કાજે ।। જે ઉત્તમ વસ્તુના ભોગી તો ઠાકુર છે અને ઉત્તમ વસ્તુ ગમે ત્યાં પ્રગટ થઇ હોય અને તે ભગવદીને હાથ આવે તે ભગવદીના હાથમાંહેથી વસ્તુ ઠાકુર ઉઠીને લે આપે ત્યાંહાં લગે ધીરજ ખમાએ નહી અદભૂતવાહાલા માટે જયેમ એક ખાવાની વસ્તુ ઉત્તમ છે અને એક બાલકનું મન લેવા ઉપર થયું ત્યારે માતા પાસે માગે છે પણ જઇને લેતો નથી બાલકને કો વારે નહિ પણ લેતો નથી અને તે વસ્તુનો ધણી બાલક જાણીને આપે છે ત્યારે તે બાલક તે માતા સાહામુ જુએ છે પણ તેને લેતો નથી અને જે વસ્તુ માતાએ હાથમાં ઝાલી ત્યારે તે બાલક માતાના હાથમાંહાથી ઝુંટી લે છે ત્યેમ ભગવદીના હાથમાંહાંથી ઠાકુર ઝુંટવીને લે છે એ પાછલી વાતનું દ્રષ્ટાંત અને ઠાકુરને બાલકની ઉપમા

દીધી તે શા માટે ત્યાંહાં કહુ છું બાલક તે અણુમર્યાદી હોય છે બાલક સકલ દોષ રહીત હોય છે ॥ બાલકને કશીએ ચિંતાનાહોયે ચિંતાતે સકલદોષની માતા છે ॥ બાલકના મનમાંહે જે જે ઉપજે ॥ તે તે કરે જદ્યપીલોકરીતે જોતા અન્યાય કરે ॥ પણ ત્યાંહાં વેદેશાસ્ત્રે ધર્મશાસ્ત્રે કોણ ચાલે નહિ કાંઇ કહેવાયે નહિ જે બાલક અન્યાય કીધો તો હવે આ દંડ કરવો એ- હવું ન કહેવાયે બાલક જે જે કરે તે પ્રમાણ એહવા ઘણા પ્રકાર છે તે માટે ઠાકુરને બાલકની ઉપમા દીધી ભાવ તે રૂડો છે એતો આડવાત કહી પ્રથમ વાત આધુનિક છે પછે માલજી પંચોલીએ પૂછયું એ ઠાકુરનેજે તહમે કહ્યું જે ઠાકુર બીજા કેહેની વસ્તુ આફણીએનલે અને તે આપે તોએ ન લે એ એક ભગવદીનાજ હાથની વસ્તુ લે તો ગોપતો કાંઇ ઠાકુરને રસ મારગે જાનતા નથી અને તેહની સ્ત્રી શ્રી ગોપાંગનાંનેતોગો પતે કાંઇ રસ મારગને જાનતા નથી અને એ શ્રી ગોપીજી રુપિણી વસ્તુ કોઈ ભગવદીએ સમર્પી નથી તોએ વસ્તુ આફ ણીએ કયેમ લીધી ॥ ત્યારે શ્રીજી બોલ્યા એવાત ઠાકુરે હલવે હલવે કહી તે પ્રીછજો એકહ્યુ જ્યેમ કોઇ એક પુરૂષ કાષ્ટનો માંડવો કરીને ત્યાંહાં ઉત્તમવેલી વાવે છે તે વેલી માંડવા ઉપર ચડે છે અને માંડવો તે વેલીને રહેવાનોજ ઠામ છે જ્યેમ વેલી જુદીદીસે ॥ તે વેલીને ઉત્તમ ફલ થાય છે તે માંડવા ઉપર રહે છે એટલું એ માંડવો તે ફલફુલને ભોગવે નહિ ફલફુલ તે ધણીજ ભોગવે જે રાખે છે નિત્યે સંભાલ કરે છે જલસીંચે છે તે માટે ગોપ છે તે માંડવો છે ॥ અને શ્રી ગોપીજી રુપી ફલફુલ છે તેહનો ધણી જે ઠાકુર છે તે ભોગવે છે ॥ તે તો પોતાની વસ્તુ છે તો આપ્યાની વાટ સુંજૂએ એટલી વાત કહી ને ભોજન કરવા પધાર્યા તે માટે ભગવદીનો એ પ્રકાર છે અનેવલી ઉત્તમ ભગવદીની વૈષ્ણવે દેખાદેખી નકરવી જેપેલો ભગવદી આમ કરે છે ॥ તોહુયે કાંનકરૂ ॥ એહવું નજાણવું શા માટે ભગવદી મોટા છે તે માટે મોટા કહેતે કરીયે પણ કરે તે ન કરીયે ત્યાંહાં દ્રષ્ટાંત જે પંચાધ્યાઇ વિષે કહ્યું છે તે શ્લોક નેત સ્પમાચરે જાતુ મન સાપિહવનીસ્વર વિનશ્યત્યાચલ્લોલ્યાદ્ય થારૂ દ્રોવિષંજુષન ॥ ૧ ॥ એહનો અર્થ મોટા મહાપુરૂષ જે કાંઇ કરતા હોઇ તે દેખીને આપણે આચરવું નહિ ॥ તે કહેતે કરવું જે આપણ કાંઇ ઇશ્વર નાહી તે માટે દસ્લોસ્યજે સ્વારથ તે થકો જો આચરેતો બિનાશ પામે જયેમ રૂદ્રજે માહાદેવ તેણે

વિષ પીધું તો તેહની દેખાદેખી જો કોઈ વિષપીયે તો નાશ પામે
એ અર્થ વલી એક પુરૂષ વિષનાગને હલવે હલવે વશકરે છે
અને તે વિષનાગ લે છે તેને તેહની દેખાયેશે બીજો કોઈ લેતો
મરે ॥ વલી જ્યમ કો એક માંદો છે રોગી છે॥ અને બીજો તે સારો
છે અને તે સાજો છે જેહને કોઇએ રોગ નથી ॥ તે દુધપાક
બીજી મિઠાઈ ભાંત્ય ભાંત્યની સામગ્રી લે છે ॥ યથેચ્છલે છે અને
તેહની દેખા દેખ માંદો છે તેહ પણ દૂધપાક બીજી મિઠાઈ
સામગ્રી લે છે તો તેહનો ઘણો વિકાર થાએ ઘણો રોગ વાધે
તે માટે શરીરમાંથી રોગ વિકાર ટલે તે ઉપાય કરીએ ॥ અને
કદાચિત વેદ ઔષદ કહ્યું જે અબકીવેલાઈ આટલુ ઔષદ કર
જયો અને ઉપર આટલો દૂધપાક ॥ લીજયો ॥ તો જ્યમ કહ્યું હોયે
વૈદે ત્યેમ જોલેતો સુખ થાએ અને તે થકી અધિક લેતો ફરીને
ઘણું માંદો પડે॥ ત્યાંહાં કહે છે ॥ ચોપાઈ ॥ મનગમતુ ને વૈદે
કહ્યું ॥ મનરાખીને હૈયેગ્રહયું ॥ લીધું ઘણું સ્વાદેકરી માંદો
પડયો પાછો ફરી ॥૧॥ જે કહયૂં તે ધરજોમન॥ આદરશે તે થાશે
ધન્ય॥ વાતકહી સઘલીહુંધણી પ્રસન્ન થાશે શ્રી ગોકુલધણી ॥૨॥
તે માટે વૈષ્ણવે દેખાદેખ વાત ન કરવી ॥ વલી ભગવદીયે દીન
તા રાખવી દીનતા તે ઠાકુર સાથે રાખે ॥ ત્યાંહાં સું આશ્ચર્ય પણ
દીનતા તે ભગવદી સાથે ॥ ત્યાંહાં શ્રી ગુસાઇજીએ કહયું છે તે
શ્લોક ॥ નહિ સાધન સંપત્યા હરીસ્તુષ્યતિ કસ્યચિત: ભકતનાં
દૈન્ય મેવૈકંહરિતોષન સાધનં ॥૧॥ એ શ્રી ગુસાઈજીનું વચન
એહનો અર્થ ॥ સાધને કરીને હરી પ્રસન્ન થાએ નહિ॥ સાધન
તો કહાં જપ તપ દાન તીર્થ યોગાભ્યાસ વેદ પાઠ વેદ ભણાવવા
ઉપકાર પંચાગ્ની સાધન કર્મોપાસન અશ્વ મેધાદિક યજ્ઞ બ્રહ્મજ્ઞાન
ઉપાસન બ્રહ્મચર્યમાસ ઉપવાસાદિક વ્રત અને સંપત્ય ॥ જે દ્રવ્ય
અને વલી બીજા પ્રકાર ઘણા છે એહનું નામ સાધન એણે
કરીને ઠાકુર વશ ન થાએ॥ ભકતને ભગવદી સાથે દૈન્યતા જે
દીનતા સાથે રાખવી તેણે કરીને ઠાકુર પ્રસન્ન થાએ॥ તે શ્લોક॥
નો શબ્દાર્થ એક વાર રાત્રે શ્રીજીદસમરકંધની કથાં કહેતા હુતા
કાત્યાયની વ્રતસંબંધી ત્યારે હું પાસે હુતો॥ કાત્યાયની તે મધ્ય
નાયકા છે॥ મધ્યાજીનૂં મૂલ તે નામ લલીતાજી છે॥ ત્યાંહા કાત્યાય
ની વ્રત કરતા શ્રી ગોપકુમારિકાજીયે ॥ શ્રી લલીતાજીની આગલ
દીનતાભાખી ॥ અજી લલીતાજી ॥ તમો ઠાકુરની દુતિછો તોઅહમને
શ્રીઠાકુરજી સાથે મેળવો શ્રી ગોપકુમારીજીયે શ્રીલલીતાજી આગલ
દીનતા શા માટે ભાખી જે લલીતાજી ઠાકુરને ઘણું વહાલા છે

રસ-
૧૦

છે ાા અને ઠાકુરને જેકોએ વાહાલૂં હોએતે આગળ દીનતા ભાખી પછી જેહવા ઠાકુર પ્રસન્ન થાએ છે. ાા તેહવા પ્રસંન ઠાકુર આગલ ભાષે ાા તો ઠાકુર પ્રસંનન થાયે ાા તે માટે વ્રજકુમારીકાજીએ શ્રી લલીતાજી આગલ દીનતા ભાખી અતિ તાપ આરત સહિત દીનતા અને ઠાકુર આગલ જે દીનતા ભાખી નેરસભોગની પ્રાર્થના કરેતો રસાભાસથાએ ાા નેરસાભાસ થાએ તે ઠાકુરને ગમે નહી તે માટે શ્રી વલ્લભાચાર્યે વિવેક દૈર્યાશ્રય માહે કહયૂં છે તે અર્ધશ્લોક કહૂંછું ાા પ્રાર્થના કાર્યમાત્રે પિતથાન્યત્રવિવર્જયેત એહનો અર્થ કાર્જ માત્રને વિશે તથા વિપત્ય પડે ાા પ્રાર્થના ન કરવી ાા તો સું કરવૂં ત્યાંહાં કહે છે જ્યેમ લલીતાજી ઠાકુરને વહાલા છે ત્યેમ ભગવદી ઠાકુરને ઘણું વહાલા છે તે માટે ભગવદી આગલ દીનના ભાખીયે ભગવદીની સેવા કીજે ભગવદીને દુખાવીયે નહી ભગવદી ઉપર ભારઘણો આણીયે મનેવચને કર્મે કરીને તો ઠાકુર ઘણુંજ પ્રસન્ન થાએ જેપૂર્વે સ્વારથ રહીત ભગવદી કહયા છે. તેહવા હોય તો વલી ત્યાંહાં કહે છે ાા સાંકલીયા ાા સ્વારથ જ્યાંહાં ત્યાંહાં પ્રેમ તે હીન ાા હીનનોહે જે થાએ દીન દીન ભાખ્ય લલિતાજી આગલ વાત ગોપીની સાંભલ ાા સાંભલો કાત્યાયનીએ એકવાની ાા વાણીનાથને મેલવો આણી ાા આણી કુમારી ઉપર દયા ાા દયાનાથ ત્યાંહાં પ્રસન્ન થયાં ાા થયા મનોરથ પૂરણ સર્વ સર્વભજોએમ મેહેલીગર્વ ાા ૨ ાા માનેહરીસેવકનું કહ્યું કહ્યું શ્રીજીએત્યમગ્રહયું ાા ગ્રહયું સ્વરૂપ સેવકને અર્થે અર્થે જે જે કરેતે સમર્થ ાા સમર્થેજે ગ્રહીયો હાથે હાથે સૂખપૂર્યું શ્રીનાથે ાા નાથેતોસુખપૂર્યું ઘણું ાા ઘણું ભજન કીધું જનતણું ાા વાત તે માટે ઠાકુર પાસે ઉત્તમ ભોગ સામગ્રી ઘણીયે છે તો જીવે દ્રવ્ય સમર્પો છે તે મનમાંહે આવતો નથી ાા જે જે જોયે તે તે છે પણ ઠાકુર પાસે દીનતા નથી તો દીનતા ભગવદી દ્વારા એ ઠાકુર આગલ ધરીયેતો ઠાકુર પ્રસન્ન થાયે ાા એહવું શ્રીજીયે શ્રીમુખે કહયું હતું ાા તેમ સાંભલ્યું હતું ાા તે માટે ભગવદી સાથે દીનતા રાખવી ાા દીનતા તે ધર્મનું આસન છે ાા ધર્મ તે દીનતા ઉપર બેસે છે ાા ધર્મના સ્વરૂપ ત્રણ્ય છે પ્રવાહીકધર્મ મર્યાદી ધર્મ પુષ્ટિક ધર્મ ાા ૩ ાા પ્રવાહી ધર્મની સ્ત્રીનું નામ તે સરસ્વતી ાા અને મર્યાદીક ધર્મની સ્ત્રીનું નામ તે દયા અને પુષ્ટિક ધર્મની સ્ત્રીનું નામ તે કૃપા ાા આહાતે પુષ્ટિ ધર્મની વાત કહીયે છે ાા ધર્મહોયે ત્યાહાં કૃપા હોયે ધર્મતે કૃપા જે સ્ત્રી તેહને આધીન છે ાા અને ધર્મ કૃપા હોય જ્યાંહા ત્યાંહાં લાભ

હોયે સત્ય હોયે અને વિવેક હોયે ।। લાભ તે ધર્મનો ભારૂ છે ।। સત્ય અને વિવેક હોઇ ત્યાં શોભા હોયે શોભા શોભાતે સત્યની સ્ત્રી છે શોભા હોય ત્યાંહાં લક્ષ્મીજી હોય લક્ષ્મીને અને શોભાને પ્રીત્ય છે ।। લક્ષ્મીજી હોયે ત્યાંહાં જગદીશ હોયે જગદીશ તે લક્ષ્મીજીના પત્ય છે ।। જગદીસ હોયે ત્યાંહાં ભગવદી હોય ભગવદી તે જગદીસના કૃપા પાત્ર છે ભગવદી હોયે ત્યાંહાં સકલ સામગ્રી હોયે ।। પણ સાર્વનું મુલ તે દીનતા ।। અને વિવેક અને વિચાર ।। તે સાદા સાવંદા પાસે રાખવા સામગ્રી બીજે ત્યાંહાં વિવેક અને વિચાર કરવા એ સામગ્રી જે કેનલીજે ।। એ સામગ્રી લેતાં માર્ગમોં ખોટુતો ન પડે એ વિચાર કરનો ।। જે પાસે વિવેક વિચાર નહિ ।। તેહને પશુ કહીયે ।। જેમ પશુ આગલ જે વસ્તુ મેહેલીયે તે ખાવા-માંડે પણુ એમ ન વિચારે જેએ સામગ્રી કેહવી છે ।। સદોષ છે કે નિર્દોષ છે કે કોનલાવું છે ।। કે ઘરમાંહેથી આણી છે. કે બહારથી આણી છે એહવો વિચાર ન કરે ।। આગલ ધરી એટલે ખાવા માંડે એમ તે ન કરવું એહવા ઘણા પ્રકાર છે ।। એમ સામગ્રી આપીએ ।। ત્યાંહાં વિવેક અને વિચારકીજે ।। જ્યેમ રાજા ને કસી એક ઉત્તમ વસ્તુકો એક મોકલે છે ।। તો તેહવાના હાથમાંહાં આપે છે તે જ્યાંહાં પેહોંચાડે છે ।। જો લેઈ જાતાં એ બલીયોનોહે તો વાટે કોઇક તાણીનેલે ।। જયમ રાજાની રાણી પીયર ગઇ છે અને રજા ઘણું વેગલો છે અને રાણીનું મન રાજા પાસે જવાનું થયું ત્યારે પીયર નાહોએ તેહવાને હાથ મોકલે તે રાજાને વહાલો હોય વિશ્વાસી હોઇ ।। તે સાથે મોકલે તો રાજાને ઘેર સુખે પહોંચે અને રાજા પ્રસાન્ન થાએ ।। ઉત્તમ સામગ્રી ગમે તેને હાથ મોકલાય નહિ ।। ઉત્તમ સામગ્રી તે ઉત્તમનાજ હાથે મોકલાયે ।। ભાવ રૂડો છે ।। એહવા ઘણા પ્રકાર છે એઆ વિષે ઉપર વિવેક અને વિચાર કરવો ।। સંક્ષેપેજ કહ્યું છે ।। હવે વૈષ્ણવના ભેદ કહે છે ।। પ્રથમ જીવતો શ્રીપુરૂષોતમથી પ્રગટે છે જેમ લોહું અદભુતતાતુ કરે છે ।। ત્યાંહાં થકાતણુખાઉડે છે તે વેગલા-જાઇને પડે છે ।। તેફરીને લોઢાને મલીશકતા નથી લોદાનું દ્રષ્ટાંત તે ।। એટલા માટે જે સોનાનૂં મુલ ।। પણ લોઢાનું મુલ નથી ।। ત્યેમ સકલ જીવતે જગદીસને ભજતાંજ પછે જગદીસની આજ્ઞા થકી ।। માહાદેવે સંકરાચાર્ય એહવા નામે બ્રાહ્મણનું સ્વરૂપ ધરીને પ્રગટ થયાં ।। અને જીવને આસુરામારગ દેખાડયું ।। ભાંત્ય ભાંત્યના નવામત કરીને તેણે સર્વ જીવ હરી થકા વિમુખ કીધા ।। તે માર્ગે ભુડી સંગતે જીવ આસુરીસરખા

રસ-
૧૨

કીધા તે જીવ હવે તો કલીયુગની સંગતે કરીને ભ્રષ્ટ થયાં ॥
પતિત થયાં અને પતિત પાવનતો શ્રી પુરૂષોત્તમ છે ॥ તે માટે
શ્રી પુરૂષોત્તમે દયા આણીને જીવને પોતાના કરવાનો વિચાર
કીધો અને જીવનો અંગીકાર કરવાને અર્થે મુલ પ્રથમ શ્રી
વલ્લભાચાર્ય પ્રગટ થયા તે શ્રી વલ્લભાચાર્યે પોતાના જીવ
ઉપરકરૂણાદ્રીષ્ટે જોઇને સર્વ જીવ માનવી કીધા ॥ અને શ્રી
ગુંસાઇજીએ તે જીવ દૈવી કીધા ॥ અને શ્રી
વિઠ્ઠલકુમાર શ્રી વલ્લભજીએ પુષ્ટિ રૂપ કીધા ॥ માહારસમતજે
મારગ તેહનું નામ પુષ્ટિમારગ ॥ વલી ત્યાંહાં કહે છે ॥ સવાયા ॥
શ્રી વલ્લભદિક્ષત અગ્નિ સ્વરૂપ પ્રગટ હવા લક્ષ્મણ સુતનાયેક ॥
પૂરણ બ્રહ્મ સદા શ્રી ગુસાઈજી વલ્લભ ભકતને હૃદયે વીઠ્ઠલ ॥
પર કરૂણા આંણી સર્વે જીવને માનવી કહી મધુરા સુખવાયેક ॥
માયાવાદી જીત્યા શ્રાવ પંદિત ગ્રહી વિદ્યાધનુંવાદતે સાપેક ॥
વલ્લભસુત પૂરણ પુરૂષોત્તમ અંકોઉદર હવા શ્રી વિઠ્ઠલ ॥ પ્રગટ
હવાનિજ ભકતને અર્થ એહવા સુખસાગર નહિ કો દિઠુલ ॥
આણી કૃપા કીધી સર્વ જીવતે દૈવી કહી સુખવાયક મિઠલ ॥ ૨
શ્રી વિઠ્ઠલસુંત પ્રગટયા શ્રી વલ્લભરૂકમીણી અંક સદા સુખસાગર ॥
॥ તાતતણું પ્રતિબિંબ માહામતી કોટિમનોજ મનોહર નાગર ॥
શ્રી વલ્લભદીક્ષત શ્રી રૂદ્ર વચન સૂણી સબજીવ જે અસુરા
ભ્રમરાયેક ॥ ૧ ગુંસાઈજી એહનો ભાર ધર્યો ગુણ આગર ॥ મહારસ
પૂષ્ટિકર્યા સબજીવ ઉદાર સિરોમણિરાયે વેશાગર ॥ ૩ ॥ ચંદ્રવલા ॥
ભકત તણો આધાર છે રે ॥ શ્રી ગોકુલનાથ ॥ જીવકર્યારિસ
પુષ્ટિ અનેક ધરીને મસ્તકહાથ ॥ ૧ ॥ ધરીને મસ્તકહાથ સોહાગી
જીવ અનેકની ભ્રાંત્યજભાંગી ॥ શ્રી ગોવરધનધારી એહ ॥
ભકત તણો આધાર છે એહ ॥ જીવ વહાલ્યમાજીરે ॥ એ શ્રી
ગોકુલનાથજીરે ॥ પ્રગટયા પૂરણ બ્રહ્મરસાતલે જાતો રાખ્યોનિર્ભે
કરીને ધર્મજ થાપ્યો ॥ પુષ્ટિ રસ નિજદાસને આપ્યો ॥ દુષ્ટ
જીવના ભાજ્યાભ્રમ ॥ શ્રી ગોકુલનાથજી પ્રગટયા પુરણ બ્રહ્મ ॥ ૨ ॥
જીવ વાહ્લમાજીરે ॥ ૨ ॥ વાત વલી જીવને માહાવાકય કહે છે
તે જીવનૂં વર્ણં કરે છે ॥ તે વિવાહ નિશ્ચેકીધો ॥ જમણે કાને
કહે છે માહાવાકય તે એટલા માટે ॥ જમાણું પાસું પુરૂષ
ભાગ છે ॥ તેને સ્ત્રી કરવાને ॥ સર્વાંગ સ્ત્રી થાયે તો શ્રી
પુરૂષોત્તમ અંગીકાર કરે ॥ અને નિવેદન તે વિવાહ છે ॥
નિવેદન કરાવે છે ॥ ત્યાંહાં તુલસીદલ ઠાકુર પોતાના હાથમાં-
હાં ધરીને નવ રત્નનો શ્લોક તથા બીજું કહે છે જે ચિંતા

ક્વાપિ ન કાર્યાનૂં નિવેદીતાત્મભિઃ કદાપિ ભગવાનપિ ॥ એક કહ્યું જે જેણે નિવેદન કીધું તેણે કશીએ ચિંતા નકરવી ॥ ચિંતા તે સકલ દોષની માતા છે ત્યાંહાં જેહની માતા હોએ ત્યાંહાં તેહના પૂત્ર હોયે તે માટે એહવું કહિને તુલસીદલ આપે છે અને વલી પાછું માગે છે તે ઠાકુર પોતે બે હાથની અંજુલીએ કરીને તુલસીદલ લે છે તે શા માટે ॥ ત્યાંહાં ભાવ કહે છે તુલસી તે વૃંદાનૂં સ્વરૂપ છે અને વૃંદા તે માહા પતિવ્રતા છે તે માટે શ્રીજી કહે છે ॥ જેહવી પતિવ્રતા છે કેહેવી છે ॥ જે પુરૂષનાંમે ઝાઠ હોયે તેહનૂં સુખજુએ નહિતો બીજાનૂં સુખ કયાંહાં જુએ ॥ તે વૃંદાનો અંગીકાર શ્રીપુરૂષોત્તમે સર્વાંગનો કીધો એહવે ભાવેતહ્મોરહેજ્યોં ॥ અન્યાશ્રય સ્પર્શમાં કરજો ॥ પતિવ્રતા ને ધર્મેરહેજો ॥ પતિવૃતાતેસુંપતિ જે ધણીતેજ છે વ્રત આચરણ સકલ પદારથ જેહને તેહનું નામ પતિવ્રતા ॥ એહવા રહેસોતો શ્રીપુરૂષોત્તમ સંબંધી સકલસુખ પામશો ॥ તુલસીદલનો એ ભાવ ॥ હવે જીવ નામ પામ્યો તેહવારે વૈષ્ણવ થયો વૈષ્ણવ-તેસૂં વિષ્ણુને ભજવા યોગ્ય થયો તેહનું નામ વૈષ્ણવ ॥ હવે વિષ્ણુ તેસૂં તેછે વિષ્ણુ માંહે શ્રીપુરૂષોત્તમને આશ્રિત વિષ્ણુ છે તે શ્રીપુરૂષોત્તમના જમણા ચરણારવિંદતલે રહે છે તેહને ભજવા યોગ્ય થયો ॥ તેહનું નામ વૈષ્ણવ ॥ પછે વિષ્ણુનો ભાવ રૂડી પેરે હૈયે આવ્યો ॥ શ્રવણકીર્તન નાભિકમલમાંહે વાહાલુ થયું ત્યારે વૈષ્ણવતા આવી ॥ પછે તે વૈષ્ણવ ત્યાંહાં રાજસેવાહોએ ત્યાંહાં મોદ સાથે દરસન કરવા જાએ ॥ ઉત્તમ વૈષ્ણવના મિલાપમાંહે બેસે વૈષ્ણવનું બોલ્યું ચાલ્યું કીધું સર્વેઅમે આધીન થાયે ત્યારે દાસ થયો ॥ દાસ તેસુંજે નારાયણને ભજવા યોગ્ય થયો ॥ તેહનું નામ દાસ ॥ હવે નારાયણ તે છે તે કેવી આદ્ય નારાયણ (૧) સુંર્યનારાય (૨) ધર્મનારાયણ (૩) નર-નારાયણ (૪) લક્ષ્મીનારાયણ (૫) આદિનારાયણ (૬) નારાયણના જુજુઆ ઉપાસક છે વિષ્ણુ છે હવે આદિનારાયણ તે શ્રીપુરૂષો ત્તમના ડાબા ચરણ તલે રહે છે ॥ તેહને ભજવા યોગ્ય થયો તેહનૂં નામ દાસ ॥ દાસતે વેગલો સનમુખ ઉભો રહે ॥ દીધું કામ કરે ॥ ઘણું મોદ પામે ॥ તેહનું નામ દાસ ॥ હવે દાસથકો ઠાકુરનૂં કામ કરે ॥ પ્રસન્ન મને રહે બીજૂં કાંઇ ગમે નહી ત્યારે દાસભાવ આવ્યો ॥ અને દાસભાવખરો આવ્યો ત્યારે સેવક થયો ॥ સેવક તેસુજે ॥ ધણીને પાસે રહે અંગસેવા કરે ઠાકુર જે જે માગે તે પોતે આણીને આપે ॥ સેવાચોર નથાયે

રસ-
૧૪

જે કરે તે ઠાકુરને પૂછીને કરે ॥ તેહનું નામ સેવક ઠાકુરના ગુણ ॥ વિચારી વિચારીને હર્ષ પામે રોમાંચ થાયે ॥ નેત્રેઆંસુ આવે સાધું થાયે ॥ સાધુતે સું ધું એહવૂં કપટનું નામ છે ॥ અને અધું એહવું નિ:કપટનું નામ છે ॥ અધુજે નિ:કપટપણું જે જેહને હોઈ તેહનૂં નામે સાધુ ॥ જે માંહે લગારે કપટ ન હોઇ ॥ તેને સાધુ કહીયે એહવો થાએ ત્યારે સેવક ભાવ આવ્યો ॥ અને સેવક ભાવ ખરો આવ્યો ત્યારે ભગવદી થયો ॥ ભગવદી તેસું ॥ ભગવદીતે ભગવદ સ્વરૂપ છે ॥ ભગવદી તે શ્રીજીના રમણ પાત્ર છે ॥ કોઇક કહેસે વૈષ્ણવ અને વૈષ્ણવ તાદાસ ॥ અને દાસ ભાવ સેવક અને સેવકતા અને ભગવદી એ સર્વે એકજ ॥ ત્યાંહાં કહે છે ॥ અંભુજ અને તામરસ એહવું કમલનું નામ છે ॥ પણ તે રાતુકમલ ॥ એહની શોભા અને ગુણ જુજુઆ ॥ ઉત્પલ એહવું કમલનું નામ છે ॥ પણ તે નીલૂકમલ એહની શોભાગુણ જુજુઆ ॥ ઇદીવર એહવું કમલનું નામ છે ॥ પણ તે સ્યામ કમલ સોભાગુણ જુજુઆ ॥ પુંડરિક એહવું કમલનૂં નામ છે તે સ્વેત કમલ સોભાગુણ જુજુઆ ॥ અરવિંદ એહવું કમલનૂં નામ છે ॥ તે પીત કમલ સોભાગુણ જુજુઆ ॥ અજય એહવું કમલનૂં નામ છે તે સીતલ કમલ એ સર્વેતે કમલ ખરાજ પણ સોભાગુણ સર્વ સવાદએ સર્વે જુજુઆ છે ॥ વલી જયેમ તેલ ઘણાંએ છે ॥ સરસીઉતેલ ॥ એરંડીનો તેલ ॥ અલસીનું તેલ ॥ કરંજીયુંતેલ ॥ તલીનૂંતેલ ॥ એહવા ઘણા એ તેલ કહેવાયે છે ॥ પણ ॥ પણ તે તેલ નહી તિલ થકું પ્રગટ થાએછે તેહનું નામ તેલ ॥ અને બીજા તેલ કહેવાઈ છે ॥ તે એટલા માટે શુદ્ધ તલીના તેલનું તે ઘણા ગુણ છે ॥ તેમાંહેનો એક ગુણ ચીકણાઈ છે તે પેલા બધા તેલમાંહે છે ॥ એ એક ગુણ માટે સર્વને તેલ કહે છે ॥ તે માટે વૈષ્ણવના પ્રકાર એણી ભાંતે જુજુઆ છે ॥ હવે સેવકતા રૂડી પેરે આવી ત્યારે ભગવદી થાએ ઇંહાં થકી વાત રહી છે તે કહું સાંભલ ॥ ભગવદીનો પ્રકાર ઠાકુરને એકાંતે વાત કેહેનીહોયે તે ભગવદી આગળ કહે ॥ ઉત્તમ વસ્તુ આપવી હોયે તે ભગવદીને આપે ॥ ઠાકુરને ભગવદી વહાલા છે અને ભગવદીને ઠાકુર વહાલા છે એમ પરસ્પરે વહાલા છે અને ઠાકુર તેઉપર ઘણો પ્રેમ ધરે ॥ પણ પહેલું ભગવદીના ગુણ કહ્યાં છે તેહવા હોયતો ॥ હવે જેટલા મોતીના પ્રકાર છે તેટલા વૈષ્ણવના પ્રકાર છે ॥ મોતી આઠ પ્રકારના છે ॥ અને એકએક મોતીની જાત્ય

માંહે ઘણી ઘણી ભાંત્ય છે ॥ તેહવીજ ભાંત્ય વૈષ્ણવમાંહે જાણવી ॥ પ્રથમ શીપ થકી મોતી નીપજે ॥ તે ભાંત્ય ભાંત્ય ના હોએ ॥ શીપના મોતીને ઠામ વૈષ્ણની ઉપમાતે ભાંત્ય ભાંત્યના હોય છે ॥૧॥ એ બીજા મોતી એ થકા બીજા ઉચા સવાલાખ પર્વત માહે હોએ છે॥ જ:વએર માહાઅરણ્યસુઅર તેહની ડાઢ માંહે નીપજે ॥ તે પણભાંત્ય ભાંત્યના હોયે તે મોતી ને ઠામ વૈષ્ણવને ઉપમા (૨) ત્રીજામોતી એહથકી ઉંચા ॥ દક્ષણાવર્ત સંખનીનાલ્યમાંહે નીપજે છે ॥ તેહની ઉપમાદાસને (૩) ચોથા મોતી એથકી ઉંચા સવાલાખ પરવતમાંહે વાંસની જાત્ય હોઇ છે તેહની ગાંઠયમાંહે નીપજે છે ॥ તેહની ઉપમાં દાસભાવને ॥ (૪) પાંચમા મોતીએ થકી ઉંચા માહા સર્પની ફેણ ઉપર હોય છે ॥ તેહની ઉપમાં સેવકને (૫) છઠા મોતી એથકી ઉંચા છે મચ્છની જાત્ય હોઈ છે તિમિ અને તિમિગલ તેહની દાઢમાંહે હોય છે ॥ તેહની ઉપમા સેવક ભાવને (૬) સાતમા મોતી એથકી ઉંચા ॥ હસ્તીનાકુંભ સ્થલમાંહે હોઇ છે ॥ તેહની ઉપમા ભગવદીને (૭) આઠમો મોતી એથકી ઉંચા ॥ નીપમાજ સિધી મોતી સમુદ્રમાંહે હોઈ છે ॥ તે મેઘ દ્વારા બાહિર પડે છે ॥ તેહનું નામ નરમાદા મોતી ॥ નર તે, પુરૂષ અને માદા તે સ્ત્રી ॥ એ બેહુ સદા એકઠા રહે એહની ઉપમા તો હવે મિત્રને આગલ કહેસુ એ આઠ પ્રકારના મોતી ઉપર શ્લોક છે જિમુતક હિમત સાહિ વંશ સંખવરાહજા શ્રુત્સુભદવા શ્વસેયાં અષ્ટૌમૌતિકક ચોનય ॥ ૧ ॥ હવે એ આઠમોતી નીપજવા ઠામ ॥ હવે પૂર્વા ભગવદીના ગુણ કહયા છે ॥ તેહવા દ્રઢધીને રહેતો મિત્ર થાએ ॥ મિત્રતેસું જે નરસઇ મહેતે કહ્યું છે ॥ મિત્ર મારો સદા શ્રીપ્રભૂરે બીજા તણો હું વિના અમૃત તે કોણ ભરશે ॥ વલી શ્રીદસમસ્કંધ માંહે કીધું છે અહોભાગ્ય મહોભાગ્ય નંદગોપ વ્રજોક્ષસોયન્મિત્રપરમા-નંદ પૂર્ણબ્રહ્મસનાતન ॥ તે માટે જયારે ભગવદી મિત્ર થયો ॥ ત્યારે તેહનો વાહાલ હોએ તે સ્નેહ થાયે ॥ હવે માહાવદાસ કહે છે મોટાજીનો જે વહાલ લગન તો હું સમજયો ॥ પણ સ્નેહતો કાંઈ સમઝતો નથી મુરખ છું ॥ તે માટે કૃપા કરીને મુહને સમજાવી કહો ॥ પછે મોટાજી બોલ્યા ॥ જે સ્નેહનો પ્રકાર હુંએ પણ કાંઇ સમઝતો નથી ॥ તોઇ પણ હું જેહવું જાણું છું તેહવું કહુંછૂં ॥ સ્નેહની વાત જેહને વીતી હોય તે જાણે બીજો કોઇના જાણે ॥ એ ઉપર પૂર્વ દુહો છે ॥ દુહો દુગહું નામ મુરખમન્ય આવેનહી ॥ વેણો તણી વેદના કદી ન જાણે વાંઝણી

૨૪-
૧૬

॥૧॥ વહાલનો પ્રકાર એહવો છે ॥ વહાલો જયારે વેગલા જાણે ॥ ત્યારે હૈયામાંહેથી વીસરે નહી ॥ અને તે વહાલો મલ્યો ॥ ત્યારે સુખ ઉપજે અને સંતોષ થાએ ॥ સંતોષ થયો તેહવારે વહાલો હૈયામાંહેથી નીસરે ॥ અને સ્નેહનો પ્રકાર તે આહવો છે ॥ જે વહાલો વેગલો છે ॥ અને વિરહતે પહેલું છે જ પણ ॥ ત્યારે તે વિરહ કાલજમાંહે ઘણું વાદયો ॥ તેણે લોહી બલતું જાએ બીજુ કાંઇ ગમે નહિ ॥ પણ જેહની વીતીહોએ તે જાણે ॥ કામ પડયા વિણા કાંઈ જણાયે નહિ ॥ એકવાર શ્રી ગોકુલમાંહે ઠાકુર સોરમ થકી પધાર્યા પછી ॥ ઉત્થાપન સમય નાથજીની અટાલીજાની ભીતરીયાના ઘર માંહે બેસીને તેલ લગાવતા હતા ॥ ત્યાહાં હું પાસે હતો ॥ ત્યારે પુરૂષોત્તમદાસ મહેરે કહ્યું ॥ વાત ને પ્રસંગે કરીને બલીહાર જાવુંએ શ્રી ગોકુલનાથજી ॥ ગુણ કિહા કિહા કહીએ ॥ ગુણનો તો પાર નથી ઘણું સુખદાઈ છે ॥ ઘણું દયાલ છે ॥ ત્યારે શ્રીજીએ કહ્યું જે કાંઈ કામ પડયું નહિ જેહને કામ પડયું છે તે જાણે છે કામ પડયા વિના રૂડા લાગેતાં ॥ એહવું કહ્યું ॥ એહનો ભાવ તે આહવો છે ॥ કાલજયમાંહે જેહને વિરહ પેઠો છે ॥ અને વિરહાગ્નિ કાલજ-માંહે વાધે છે ॥ અને જીવતો આકુલ વ્યાકુલ થાયે છે ॥ તે જાણે છે ॥ જેહવો છે ॥ તેહવા એહના ભાવ ॥ હવે શ્રીવલ્લભાચાર્ય અને શ્રી વલ્લભજીએ બેહુ સર્વદા ॥ એકઠા રહે છે ॥ પરસ્પરે ઘણીજ મૈત્રી છે ॥ અને ઘણી પ્રીતિ છે ॥ તે માટે શ્રી વલ્લભજી શ્રી વલ્લભાચાર્યને આધીન છે ॥ જયેમ કહે છે ત્યેમ કરે છે ॥ હવે ભગવદીને વિષે ઠાકુરને રહેવાના ત્રણય ઠામ છે તે કિહાં ॥ પ્રથમ હૃદયકમલ (૧) બીજુ કાલજય કમલ (૨) ત્રીજુ નાભીકમલ (૩) અને અભિમાન ક્રોધાદિક જે દોષ છે ॥ તેહને પણ રહેવાના ત્રણ ઠામ્ય છે ઉત્તમ વૈષ્ણવના હૈયા માંહે ઠાકુર આવે છે ને જાયે છે અને વલી આવે છે ॥ પણ સ્થિર થૈને રહેતા નથી ॥ તે શા માટે જે શ્રી વલ્લભાચાર્યજી સાથે નથી ॥ તે માટે એકલા આવે છે ॥ નેગમતું નથી ॥ એમજ નાભીકમલમાંહે આવે છે ॥ પણ એકલા ગમતું નથી ॥ અને કાલજમાંહે તો ઉતાવલા આવે નહિ ॥ તાત્પર્ય બોધ ગ્રંથમાંહે કહ્યું છે જે મધ્યભાગે જે વસ્તુ હોઇ ॥ તે ઉત્તમ વસ્તુ ત્યાંહાં ગંગા યુમના સરસ્વતી ॥ પ્રવાહ પુષ્ટી મર્યાદા એહના મધ્યભાગતે સરસ છે ॥ ત્યહાં એહવા દ્રષ્ટાંત ઘણા કહયા છે ॥ તે માટે કાલજતે હૃદય ॥ અને નાભિકમલ

વચે છે તે માટે કાલજ તે ઉત્તમ ઠામ છે ।। તે માટે ઉત્તમ ઠામ સ્નેહી વિના જાવું ઠાકુરને ગમતું નથી ।। તે માટે કાલજ માંહે જેહને વિરહ ઉપજે છે તે વલતો જાતોનથી વિરહ તે અગ્નિ છે ।। તે લૌકીક અગ્નિ નોહે લૌકીક અગ્નિ દ્વાદસ ૧૨ સુર્ય ધણી કીધા છે તે માહે ત્રણ્ય અગ્નિ તે પૃથવી ઉપર છે એકનું નામ આહવનીયતે અગ્નિહોમ આવસ્થ્ય યજ્ઞાદિકને અર્થે આવે છે ।। બીજા અગ્નિનું નામ ગાર્હસ્પતિ ।। તે સાકપાકાદિક ને અર્થ આવે છે ।। ત્રીજા અગ્નિનું નામ તે મૃદતે અસુભ કાર્યને અર્થે આવેલ છે ।। એહવા અગ્નિ ઘણા છે પણ તે સઘલા લૌકીક છે અને વિરહાગ્નિ છે તે અલૌકીક છે અગ્નિ તે શ્રી વલ્લભચાર્ય અગ્નિ સ્વરૂપ છે તે કાલજમાંહે વિરહાગ્નિ રૂપિયા શ્રી વલ્લભાચાર્ય પ્રથમ આવે છે હવે મહાવદાસ મોટાજીને વચ્ચે પૂછે છે ।। શ્રી વલ્લભાચાર્ય તો અગ્નિ સ્વરૂપ છે અને તે કાલજમાંહે આવે છે ।। તો તે મનુષ્યવલી મરે નહી સું ।। ત્યાંહાં મોટાજી કહે છે શ્રી વલ્લભાષ્ટકમાંહે કહ્યુ છે શ્રી ગુંસાઇજીએ શ્રી વલ્લભાચાર્યજીની સ્તુતી કીધી છે ।। ત્યાંહાં કહ્યું છે તે કહુ તે સાંભલ ।। શ્લોકનું એક ચરણ કહું છું ઉષ્ણત્વૈકસ્વભાવોપ્યતિ શિશિર વચપુંજપિયુષવૃષ્ટિ ।। એહનો અર્થ ઉષ્મજે તાપ તેહનો એક સ્વભાવ છે ।। અને અતિ શિશિર કહેતા અતિ સીતલ એહવા જે વચન ।। તેહના પૂંજ જે સમુહ તે રૂપી પીયુષ જે અમૃત તેહની ઘણી વીષ્ટ કરે છે ।। અને ઉષ્ણત્વનો એક સ્વભાવ છે ।। તે સેવકને સકલ દોષ બાલવાને અર્થે ।। એ અર્થ તે માટે તે શ્રી વલ્લભાચાર્યનો એ પ્રકાર છે ।। હવે અગ્નિ રૂપ તે શ્રી વલ્લભાચાર્ય પ્રથમ કાલજયમાંહે આવે છે અને પછે ।। સ્નેહ આવે ।। સ્નેહતે ઠાકુરનું સ્વરૂપ છે ।। વિરહાગ્નિ તે શ્રી વલ્લભાચાર્ય અને સ્નેહને ઠાકુર બેહુ મિત્ર છે તે બેહુ મિત્ર કાલજમાંહે સ્થિરથૈને રહે છે ।। અને અગ્નિ કાલજયમાંહે હોય છે તેણે કરી તે જીવના સકલદોષ બલે ।। છે જ્યેમ પૂંજા ઉપર અગ્નિ છે ।। અને વલી અગ્નિ ઉપર પૂંજા છે ।। તે અગ્નિ તેલે તે પૂંજો બાલે અને ઉપલે ત્યેમ નાભિકમલમાંહે દોષ રૂપીયો પૂંજો ભરયો છે ।। અગ્નિ તે કાલજયમાંહે વચે છે તે બહુ પૂંજાને બાલે ।। એ અગ્નિ દોષ રૂપીયા પૂંજાને બાલે છે તે જાણીને બાલતો નથી એ સ્વભાવ છે જ્યેમ અગ્નિમાંહે સુવર્ણને ઘાલીને ધમે છે ત્યારે ખોટો ભાગ હોય છે તે આફણીપેજ બલે છે એ અગ્નિનો સ્વભાવ છે ।। જે લગારે

રસ-
૧૮

ખોટુ ગમે નહિ ।। વલી જયેમ સુર્ય પ્રગટ થાય છે ત્યારે અંધકાર આફણીએજ ટલે છે એ સૂર્યનો સ્વભાવ છે ।। સૂર્ય તે જાણતોયે નથી જે અંધકાર કહેવૂં છે ।। જાંહાં જુએ ત્યાંહાં અજવાલું થાય છે એણે દ્રષ્ટાંતે આ અગ્નિનો પ્રકાર જાનવો ।। પણ એ અગ્નિ અને એ સ્નેહ તે કઠિણપણે આવે એક વાર શ્રીજીનાથજી દ્વારા પધાર્યા હતા ।। અને ભોજન કરીને પોઢીને ઉઠી બેઠકે બેઠા છે ।। ત્યાંહાં માલજીપંચોલીએ પુછ્યૂં જે બલીહાર જાઉં ।। જેહવો સ્નેહ સાંભલ્યો છે તેહવો કહીયે દીસતો નથી ।। તેહનૂં સૂંકારણ ।। પછે શ્રીજી બોલ્યા ।। જે સ્નેહતો આવેતો સોહલ્યો હોઇ ।। સ્નેહ છે ત્યાંહાં અગ્નિ છે ।। અને સ્નેહ એહવું ઘીનૂ અને તેલનું નામ છે અને અગ્નિ તે આંહાં વીરહાગ્નિ કહીયે છે ।। અગ્નિ અને સ્નેહ એકઠા થાયે ત્યારે કાલજમાંહે અતિજવાલાઉઠે ।। બીજો અગ્નિ છે તે જલે ઓલવાઇ જાયે અને સ્નેહના અગ્નિમાંહે પાણી સરખા ટાડાવચન નામીયેતો ઘણી જવાલા ઉઠે તો એ વિરહગ્નિ કેમ સંતોષ થાયે ।। ત્યાંહાં કહે છે જેણે લગારેક સ્વાસ્તથાયે પણ સમય નહિ તે ત્યાંહાં લગણ વહાલો પાસે હોયે પછી વલે ત્યેમજ વાધે એ અગ્નિમાંહે કોણ પેસે ।। એ રસનો પૂરણ રસીયો હોયે ।। અને પૂર્ણધૈર્ય હોયતો કદાચિત પેસે ।। પણ એ પ્રકારતે કઠિણ છે સર્વવસ્તુમાંહે પેસે પણ અગ્નિમાંહે કોયે પેસે નહિ ।। માહાસમુદ્રના જલ ઉંડાં છે ।। ઘણુંજ ખારાં છે ને જલમાંહે મછ કસ્યપ સર્પ તિમિતિમિગલ બીજા અનેક જીવરહે છે ।। અફીણ માંહે જીવહોએ છે ।। બીજા વિષમાંહે જીવ રહે છે સઘલે હોએ છે પણ અગ્નિમાંહે રહીસકે નહિ ।। અગ્નિ તે કોણે વસ થાયે નહિ ।। અને વિરહ રૂપીયો અગ્નિ તો માહા બલીયો છે અને તે અગ્નિ કાલજયમાંહે આવ્યો અને તે ધૈર્ય ધરીને ખમ્યો ત્યારે તેણે વસ સર્વેથાયે પછે સકલ સુખ પામે પણ એ વાત ઘણી દોહોલી છે ।। એહવું શ્રીમુખે કહ્યું હતું તે મેં સાંભલ્યું હતું તે તુહને કહ્યું ।। તે માટે સ્નેહતે મોટો પદારથ છે એ સ્નેહીની વાત હું સંક્ષેપે કહ્યું છું ।। તહમે ઉઠી આંખે વિચારી જોજો ।। દ્વારકામાહાત્મમાંહાં કહ્યું છે ।। એકવાર દ્વારકા માંહે શ્રી કૃષ્ણ ઘણુંજ વ્યગ્રથઇને બેઠા છે જેહવારે રૂકમાણી આદેદેઇયને સઘલી સ્રાયો એકઠી મલી ત્યારે રૂકમાણી અને સત્યભામાએ પૂછ્યું જે પ્રાણનાથ તમો આવડું વ્યગ્રતે શા માટે ।। ત્યારે શ્રી કૃષ્ણે કહ્યું જે વૃંદાવનમાંહે રાસ હુતો તે સાંભરે

છે તે માટે જીવ માહારો આકુલો થાયે છે ॥ તે મેં રહયું જાતું નથી ॥ ત્યારે રૂકમણી સત્યભામાએ કહયું જે આપણો આંહાં તેહવા રાસ રમીએ તેહવા કુંજદ્રુમલતા ફલ પૂષ્પ ભાંત્ય ભાંત્યનની રચના કીજે ॥ અને તહમારે સાંમગ્રી જે જે જોઇએ તે તે છે ॥ સ્રીઓ તે અતી સુંદર ઘણીઓ છે અને અમને રાસ રમ્યાની ઘણી ખાંત્ય છે ॥ ત્યારે શ્રી કૃષ્ણના મનમાંહે આવ્યું ત્યારે કહ્યું જે તો વારૂ રાસ રમીએ ॥ તેહવારે તેહવા કુંજદ્રુમ-લતા રોપાવ્યા અને માણેક મોતી હીરાચુનીયાં મણિ જટિત રચના ભાંત્ય ભાંત્યની કીધી ॥ ચૂઆ ચંદન કેસર રસ પુષ્પ ઘણા આણાવ્યાં ॥ ભાંતિભાંતિના વાજિંત્રના નિરઘોષ થાવા લાગ્યા પછે રૂક્ષ્મણી ॥ સત્યભામા સત્યાભદ્રા ॥ લક્ષ્મણા કાલિંદ્રી પ્રિય વિંદા જાબુંવતી એ આદે દેઇ અને સોલસહસ્ત્ર એકશત અને એ આઠ (૧૬૧૦૮) પટરાણી ભલાભલાવસ્ત્ર ભલાભલા આભુ-ષણ પહેરી કુમકુમ કાજલનાં મંડન કરીને રાસ મંડલમાંહે આવી ઉભી રહી ॥ શ્રી કૃષ્ણ પોતે નટવર ભેખધરીને રાસ મંડલ માંહે આવ્યા ને રાસ મંડલની સકલ રચના જોઇ પણ શ્રી કૃષ્ણના મનમાંહે કાંઈ મોદ ઉપજે નહિ ત્યાંહાં સકલ સ્ત્રીએ કહ્યું જે પ્રાણનાથ આ રાસ મંડલમાંહે ઓછું ઓછું શું છે જે તમને મોદ ઉપજતો નથી ત્યારે શ્રી કૃષ્ણે કહયૂં જે મુહને એ સર્વ ફીકું લાગે છે શા માટે આહાં સકલ સાંમગ્રી છે ભલીભલી છે પણ તે શ્રી ગોપીજીનો સ્નેહ નથી તે માટે સર્વ ફીકું લાગે છે પછે તે સામગ્રી અમથીજ રહી ॥ શ્રી રૂક્ષ્મણીજી સત્યભામા આદિદેઇ અને સકલ સ્ત્રીઓ ત્યાંહા છે ॥ તેણીયે કેસર ચંદન ત્યાંહાંજ ઢોલયાં સ્ત્રીઓએ તેહનું ગોપીચંદન થયું તે માટે સ્નેહ વિનાં સર્વ ફીકું છે ॥ સ્નેહની વાત ઘણી જ ઉંડી છે એ વાત ઉતાવલી સમુઝાયે નહિ ॥ ત્યાંહાં દ્રષ્ટાંત ॥ જ્યેમ ઉજલી ઝીણીરેતી માંહે બુરા ખાંડ નીહે ॥ તે રેતીમાંહે ભલીને જાયે ઓલખાયે નહી પણ કીડીયો તે બુરા ખાંડને વીની લે પણ વરાસે રેતીને ઝાલે નહી ॥ અને ખાંડ તે કણ સરખા સરખાજ હોય છે તોહે પણ બુરા ખાંડનાજ કણ ઓલખીને લે છે ॥ એ ગુણ લીજે તો સ્નેહ ઉપજે તે કીડી કયેમ લે છે તે કહુ ॥ કીડીઓ હૈયાની આંખે જુએ છે ત્યેમ ભગવદીએ હૈયાની આંખે જોવું અને કીડીને મોહોડાની ચાંચ નાહાની હોયે છે અને ઘણી અણીઆલી હોય છે ॥ એહવી અનીઆલી બુધે જોવું ॥ અને કીડીઓ ગંધે કરી વિચારીને

વસ્તુ ઝાલે છે ॥ ત્યેમ વસ્તુ વિચારી ઉંદી મીંટે એહને
વિચારીયે નહિ તો ઉજલી રેતી અને બુરાખાંડ ઓળખાયે
વલી એક દ્રષ્ટાંત સેલડીની તથા તેલની ઘાની ફરે
સવલી ફરે છે ॥ અને લોક કહે છે જે અવલી ફરે છે
કહે છે ॥ તે શા માટે ॥ બલદ જે પશુ તે તેહને ફેરવે
છે ॥ પણ નાનીમીટે કરીને જોતો નથી તે મધ્ય કાષ્ટ
છે ॥ તેહનું નામ લાટ ॥ ત્યાંહાં સ્ત્રી પુરૂષના સંયોગનો
હોય છે ॥ તે બેહુ કાષ્ટ રસભર્યા હોય છે ॥ ત્યાંહાં ચક્ર
પ્રગટ થાયે છે ॥ તે ઉપલા કાષ્ટ સાંમુ જોતું નથી તે
સવલું ફરે છે ॥ એણે દ્રષ્ટાંતે ચતુર હોય તે સમૂજે
વિચારીને વસ્તુ લે અને ચતુર તો શ્રી વલ્લભજીના લોક
બીજું તો સર્વમુખં છે ત્યાંહાં કહે છે ॥ સાંકળીયા ॥ ચતુર તે શ્રીજીના
લોક ॥ લોકસ્વાવ તેહને મન ફોક ॥ ફોકટ તે વાણી નવિ બોલે ॥ બોલે
તે અમૃતને તોલે ॥ તોલે તેહને કોએ નાવે નાવે ॥ દોષ મન હરિજન
ભાવે ॥ ભાવે તે શ્રીજીને ઘણું ઘણું ॥ શું કહીએ હરિજન તણું ॥
હરિમારગમાં મુખ્ય વિવેક ॥ વિચારનો મત છે એક ॥ એક માંહે
જેહને હોયે ॥ હોયે નહિ દુઃખ તેહને કોયે ॥ કોયે જેહની સંગત્ય
કરે ॥ કર ગ્રહયો તેહનું દુઃખ હરે ॥ હરે છત્રીસ દોષનું મુલ ॥ મુલ
નહિ તેહનું અનૂકુલ ॥ તે માટે એ પ્રકાર સમુઝી લેજો ॥ વલી
સહું કહે છે જે વૈષ્ણવ મારગ તે ખાંડાની ધાર છે એમ સહું
કહે છે ॥ પણ એહના ભેદ જુજુઆ છે ॥ એકે મને સાંભલે
તે કહું છુ ॥ જ્યેમ ખાંહાની ધાર એકસાતકોષ લાંબી છે ॥
અને એકકોસ ઉંચી છે ॥ અને ધાર તે ઘણુંજ તીખી છે ॥
અને તે ખાંહાની ધાર ઉતારીને પેલા પાર ગયાં તેહવારે ત્યાં
સુખ પામે ॥ અને પેલી પારજાવાને કોએક તે ખાંડાની ધાર
ઉપર ચાલે ત્યારે તે જાલવીને પગ માંડે ॥ જાલવી રહે હવે પગ
ન માંડે તો પગ કપાયે અને અહરૂ પહેરૂ જુએ નહિ તે દ્વાર
ઉપર ચાહરે દ્રષ્ટી રાખે બે લૌકિકકીદ્રષ્ટિ અને બે અલૌકીક
દ્રષ્ટિ હૈયાની એ ચારે દ્રષ્ટિ ત્યાં એક મને રાખે અને ભુખ
ઉપર તૃષા ઉપર કામ ઉપર સ્ત્રી ઉપર કહીયે મન જાતુ નથી
જો મન જાયેતો લઠથડે જાણે રખેપડું રખેપડું એહવી બીહીક
લાગે છે ॥ અને પોતાનો સાસ ઉંચો રાખે છે ॥ પોતાનૂં અંગ
જાલવે છે ॥ તે ખજવાલી સકતો નથી ॥ વારે વારે મનને કહે
છે નહી તો પડીશ ॥ એમ સર્વાત્મ ભાવે ત્યાંહાં મન વેંધું રહે
છે ॥ તો સુખનિધિ લગન જાએ છે ॥ એ ખાંહાની ધારનો

પ્રકાર ॥ તે માટે દોહિલું સમીચે તો સુખનિધી હૈયે ॥ તે ઉંડી વાત છે ॥ એ રસનોમાહાં રસીયો હોયે ॥ તે વાતમાંહે પડે અને રસીયો હોયે તે વિષઇ હોયે અને વિષઇ હોયે તેનું મન ખૂચડું હોયે કહીયે એક ખુંચી જાયે તો ઉત્તમ વૈષ્ણવ થાયે ત્યારે તેહનું મન ઠાકુર ઉપર ખુંચે જ્યેમ રાજાગોહોને ધરી લાવે છે ગોહોની બે જાત્ય હોયે છે ॥ એકતો અપ્રયોજક હોયે છે બીજી ગોહો હોયે છે તે લાંબી હોયે છે ॥ તેહનો વાંસો અ ખંડ દખડો કઠિણુ હોયે છે ॥ તે ગોહો લગારેક કાળી હોયે છે ॥ બે જીભ હોયે છે ॥ વિષ ઘણું હોય છે જેહને કરડે તેહને વિષ ચડે તે ગોહ ઘણું જ ખુંચની હોયે છે ॥ તે ઘણી ગોહોને રાજા ધરી લાવે છે ॥ પછે રાજા તેહનું પારખું જુએ છે ॥ તે ગોહમાંહે ભેદ હોય છે ॥ ત્યાંહાં ચઢાવે છે ॥ તેહને પૂંછડે સાંકલ બાંધીને ત્યાંહાં દોરડાં બાંધે છે ॥ પછે તેહને ભીતે ચઢાવે છે ॥ પછે તે દોરડામાંહોકમ તાંણે છે ॥ ત્યારે તે ગોહો ત્યાંહાંજ પાષાણુમાહે નખ ભરવીને વલગે છે ॥ જ્યેમ જ્યેમ ઘણું ઘણું તાણે ત્યેમ ત્યેમ ઘણું ઘણું વલગતી જાયે છે ॥ પણ વછૂટતી નથી ॥ અને જે તાણુતા વછુટે તે કશા કામની નહી ॥ અને જે નવછુટે ॥ તેહને રાજા રાખે છે ॥ તેહને ઘી મધ માંસ ખવરાવે છે ॥ ને ગોહ વહાલી લાગે છે જે આંહાં ખુંચની છે તે ગઢ ઉપર ખુંચેજ એમ ગોહને પૂંછડી વલગીને માણસ ચઢે છે ॥ અને પીયારા ગઢને લે છે એહવો ખુંચણો ગુણ રસીયાને જોયે ॥ અને ખુંચનો ગુણ હોયે છે તે વિષઇ હોયે ॥ નરસૌઇ મેહતે કહ્યું છે કીર્તન ॥ રાગ ॥ મેવાઢમાંહે ॥ વિષઇ જનને ઉદ્ધાર વારે ભૂતલ અવતાર લીધો છે ॥ છેલછબીલોને છોગાલો તેણે જુગ પાવન કીધો ॥ એમ કહ્યું છે એકવાર કાશ્મીરની વાટે શ્રીજીએ કહ્યું હતું તે મેં સાંભલ્યું હતું જે વિષય તે આશકત ॥ અને આશકતતે મધ્યાનનું ભોજન છે ॥ જ્યેમ ભોજન વેલાનું વેલાયે કીધું જોઇએ જોએન કરેતો દેહ દિશાવણુશે ॥ જેહને એહવી દશા હોયે તેહનું નામ આશકતી વ્યશનનો પ્રકાર બીજો છે ॥ એકવાર નાથજી દ્વાર શ્રીજી પધાર્યા હુતા અને રાજભોગની આરતી કરીને શ્રી ગોવરધન પર્વત થકી હેઠા ઉતરીને નિજ મંદિરમાં બેઠા છે ॥ ત્યાંહાં પંચોલી આગલ વાત કહી જે એકવાર શ્રી ગુંસાઇજી પાસે કોએક ત્રણુય સેવક આવ્યા અને શ્રી ગુંસાઈજી આગલ કહેવા લાગ્યા જે બલિહારી જાઉં ॥ તમેઅમને કૃપા કરી ને સર્વદા

પોતાના કરો તો અમારો મનોરથ પૂરણ થાયે ॥ તે ઘાણું જ
આતુર થવા લાગ્યા ત્યારે શ્રી ગુંસાઈજીએ એક વૈષ્ણવને તેડીને
પૂછું જે તાહારા મનને લૌકીકમાંહે શું વાહાલું છે ॥ તાહારૂં
મન કયાંહાં વલગું છે તે કહો ॥ ત્યારે તેણે કહ્યું જે માહરૂ મનતો
દ્રવ્ય ઉપર લાગુ છે દ્રવ્યમુહને ઘણો વાહાલો છે ॥ તેહવારે શ્રી
ગુંસાઈજીએ કહ્યું જે દ્રવ્ય સર્વે આંહાં લઇને આવ
તે પછે તુહને માહારો કરૂં ॥ ત્યારે તે પ્રસન્ન થયો ત્યારે શ્રી
ગુંસાઈજીએ કહ્યું જે એ દ્રવ્ય શ્રી જમુનાંજી માંહે નાખી દે ॥
પછી તેણે તે દ્રવ્ય શ્રી જમુનાજીના જલમાંહે નાખ્યો તે વારે
તે ઉપર શ્રી ગુંસાઈજી ઘણું પ્રસન્ન થયા અને માથે હાથ
મેહેલીને કહ્યું જે તું હવે સદા સર્વદા અહ્મારો ॥ વલી
બીજા સેવકને તેડીને પૂછું જે તાહારૂં મન આસકત કહાં છે ॥
પછે તેહને કહયું જે માહારૂં મન તાહાં સ્ત્રી ઉપર આશકત
છે ॥ તાહારે શ્રી ગુંસાઈજીએ કહયું જે તે સ્ત્રીને આંહાં લઇ
આવ ॥ પછે તે ઘણું પ્રસન્ન થયો અને સ્ત્રીને લેઇ આવ્યો ॥
ત્યારે શ્રી ગુંસાઈજીએ કહ્યું જે આ વૈષ્ણવને એ સ્ત્રી આપ ॥
તેણે ત્યારે પ્રસન્ન થઈ સ્ત્રી વૈષ્ણવને આપી ॥ ત્યારે શ્રી
ગુંસાઈજીએ પ્રસન્ન થઈ કહયૂં જે તું હવે સદાસર્વદા અમારો
પછે તે સ્ત્રી પાછી આણીને તેને આપી ॥ ભાવ ઉંડો છે ॥
ત્રીજા સેવકને તેડીને પૂછું જે તાહરૂ મન આશકત કયાંહાં
છે પછે તેણે કહયું જે મહારૂ મનતાં કયાંહાં લાગ્યું
નથી ॥ ત્યારે શ્રી ગુંસાઇજીએ વિચાર કીધો જે કહીંયે લાગ્યું
નાહી ॥ તો હવે ઠાકુર ઉપર શું લાગશે ॥ એહવૂં વિચારીને
તેહને કહયું જે તું આંહાં રહે શ્રી જમુનાજલપાન કર ॥ આમ
કરતાં રૂડો થાશે ॥ એ વાત શ્રીજીએ શ્રીમુખે કહીને વલી પોતે
એક વાત કીધી જે મનુષ્યનું મન કહી એક લાગે તે ભલું
સ્ત્રી ઉપર તથા પુત્રી ઉપર તથા પૂરૂષ ઉપર તથા પુત્ર ઉપર
તથા પશું ઉપર લાગે તે વારૂ ॥ ત્યાંહાં એક રાજાની વાત કહી
જે એક રાજાને એક ઘોડા ઉપર મન લાગું હતું તે
ઘોડાને શણગારીને આગલ ઉભો રાખ્યો ॥ અને જો ઘોડો લગારેક
વેગલો રહેતો રાજા આકલો થાયે ॥ વલી એક વાત કહી એકને
લાકડી ઉપર પ્રેમ હતો લાકડીને લગારે વેગલી મેહેલે
નહી ॥ વલી એક કિરતનનું વચન ॥ વ્રજની ભાષાએ ॥ હમારે
હરીહરી હાલરકી લકરી યહયોગ એસે કરી લાગત જ્યોં
કરવી કરી ॥ એમ કહયું જે અહમારે હરીજેતે હારલની લકરી

ની પેરે વહાલા છે ॥ હારલ તે પક્ષી હોયે છે ॥ તે પક્ષી વિચારીને એક નાહાંનીસી લાકડી પગ ધરે છે ॥ તેહને લગારે વેગલી મેહેલતો નથી ॥ શરીર છુટે ત્યાંહાં લગણ તે લાકડી સાથે નિરવાહ કરે ॥ વલી કહયું જે એહનું મન કહીંયે લાગે નહિ તે તો પશુરૂપ છે ॥ એક ઠામે મન લાગ્યા વિના સ્નેહ ઉપજે નહી ॥ એ વાત ઉંડીજ છે ॥ એહવું શ્રી મુખે કહીને ભોજન કરવા પધાર્યા ॥ હવે માહાવદાસ પૂછે છે મોટાજીને ॥ શ્રીજીને શ્રીમુખે થકી સાંભલ્યું છે જે સ્ત્રી અને બ્રાહ્મણ વૈષ્ણવ થાયે નહિ ॥ અને સ્ત્રીતો ઠાકુરને ઘણીજ વહાલી છે ॥ સ્ત્રી ઉપરતો પરમ કૃપા છે ॥ તો શ્રીજીએ એમ કાં કહયું એહું પ્રીછતો નથી તે પ્રીછવીને કહો ॥ પછે મોટાજી બોલ્યા છે ચતુરનાં વચન ઉંડાં હોયે છે ॥ ચતુરરાય શિરોમણીએ શ્રીજી તેહનાં વચનનો ભાર તે ઘણો છે ॥ ચતુર ભગવદી હોયે તે ઉંડી દ્રષ્ટીએ વિચારીને જુએ તો કાંઇ એક સમઝે તે કહું છું સાંભલ ॥ સ્ત્રી નામ નોઅર્થ સ્ત્રીએ અક્ષર માંહે ત્રણય અક્ષર છે એકતો સ બીજો ત ॥ અને ત્રીજો રીએ ત્રણય અક્ષર એકઠા કીધા એટલે સ્ત્રી થાય હવે એહનો ભાવ સ કહેતાં સર્વને વસ કરે ત કહેતા સદાકામ રસ ભરી છે ॥ તૃપ્ત તહાંકામતે ચપલ રી કહેતાં રીઝવે એ ત્રણય ગુણને વિશે કુશલ છે ॥ તે માટે સ્ત્રી એહવું નામ તે ઠાકુરે કહયું છે ॥ સ્ત્રી અને બ્રાહ્મણ વૈષ્ણવ થાયે નહિ ॥ ત્યાંહાં કહે છે સ્ત્રીતો માહારસ પાત્ર છે ॥ અને બ્રાહ્મણતો માહાં નિરસ છે ॥ સ્ત્રી માહારસ પાત્ર તે કયેમ તે કહે છે ॥ તાહાતે વિલ્વમંગલે કહ્યું છે ॥ તે શ્લોક લખીએ છે ॥

ચરંતમકે મનસાપિ દુર્ગ્રહકલિંદ જાતર તમાલકાનને ।
વબંધદકૃ શૃખંલઆવલા બલા નિરંકુશ કૃષ્ણમાહામતગજમ્ ॥

એહનો અર્થ થોહામાહે કહું છૂં ॥ શ્રી કૃષ્ણ રૂપીયો માહાંમદોન્મત હસ્તી તે કલિંદ જાજે શ્રી યમુનાજી તેહના તટ ને વિશે ॥ ચરંત કહેતાં રમે છે ॥ અને નિરંકુશ છે મનસા એ ગ્રહી શકીએ નહિ ॥ તે શ્રી કૃષ્ણ રૂપીયાં હસ્તીને અબલાજે શ્રી ગોપીજી તેહોને પોતાને બલે દ્રષ્ટિ રૂપીણી સાંકલે બાંધ્યા પણ બીજે કોણે બંધાયે નહી એ શબ્દાર્થવલી એક કીર્તન માંહે કહ્યું છે ॥ વ્રજની ભાષાએ દેખો બાઇ અબલાકે બલ રાસ ॥ અતિગજમત નિરંકુશ મોહન નીરખી બાંધેલટપાસ ॥ અને નરસૌઇ મેહેતે કહ્યું છે દિવ્ય ચક્ષુ સહુંકો કહે એહને સુંદરી

વિનાનવ નિરખે કહને ॥ એહવા દ્રષ્ટાંત ઘણાં છે ॥ તે માટે શ્રી પુરૂષોત્તમને સ્ત્રી વિના કાંઈ ગમતુ નથી અને સ્ત્રી વિના શ્રી પુરૂષોત્તમનેકો રીઝવે નહિ ॥ અને સ્ત્રી જેણે હાથ ઝાલે તે ભગવદી શ્રી પૂરૂષોત્તમ સાથે મલે ॥ શ્રી વલ્લભાચાર્યે કહ્યું છે જે ગ્રહસ્થાશ્રમ વિના શ્રી પુરષોત્તમ પ્રાપ્તી નહિ તે માટે સ્ત્રી ય શ્રી પુરૂષોત્તમને મલે અને બ્રાહ્મણ તો જગદીસને જાણેજ નહી ॥ અને કો એક જગદીસને ભજતો હોય તેહને ઉપદેશ દેઈ ને બહિર મુખ કરે તો કહેશે જે ઠાકુરે એમકાં કહ્યું જે સ્ત્રીયને બ્રાહ્મણ વૈષ્ણવ ન થાયે ત્યાંહાં કહું છું સ્ત્રી તે માહા રસ પાત્ર છે ॥ ઉત્તમરસ ભર્યું પરિપકવ ફુલ છે ॥ અને તે ફલ વૈષ્ણવને હાથ આવે ત્યારેજ ભગવદ ભોગ્ય થાયે જ્યેમ આંબાના તથા બીજા પકવ ફલ છે રસ ભર્યા છે અને કોએક વૈષ્ણવ લેઇ આવે ત્યારે ફલને વૈષ્ણવ કરીને ઠાકુરને સમર્પેશું એમ નહી ॥ ઉત્તમ વસ્તુ વૈષ્ણવને હાથ આવી એટલે ઠાકુરને સમર્પવા યોગ્ય થઇ ॥ તે માટે ઉત્તમ જે વસ્તુ છે તે ઉત્તમ સું થાયે ॥ તે માટે ઠાકુરે કહ્યું જે વૈષ્ણવ ન થાયે ॥ શ્રી આચાર્યે કહ્યુ છે જે ગ્રહસ્થાશ્રમ વિનાં શ્રી પુરૂષોત્તમ પ્રસંન નહિ ॥ કોએકે વૈષ્ણવ ઠાકુરને ઉત્તમ વસ્તુ ફલ સાંમગ્રી સમર્પે છે ॥ તે ઉપર પ્રસંન થાયે છે તો સાંમગ્રી ઉપર પ્રસંન થાતા નથી શું ॥ એમ નહીં તો શું ॥ ઉત્તમ સામગ્રી ઉપર પ્રસંન તો થાયે જો કહી અ પ્રસંન હોયે ॥ સદા પ્રસંન જ છે ॥ તો પ્રસંન થાયે તે શું ભાવ ઉંડો છે ॥ વલી ત્યાંહાં દ્રષ્ટાંત ॥ જ્યેમ સ્નેહની વાત ચતુરને શું કહીયે અને મૂર્ખને શું કહીએ ॥ તાં ચતુર અને મૂર્ખ એ બેહું સરખાજ શું ॥ એમ નહી ॥ ચતુર છે તે તો જાણે છે ॥ તો તેહને શું કહીએ અને મુર્ખ છે તે તો સમુઝે નહિ તો તેહને શું કહીયે ॥ એ દ્રષ્ટાંત ને પ્રકારે સ્ત્રી અને બ્રાહ્મણનો પ્રકાર જાણજો ॥ ઇહાં વલી દ્રષ્ટાંત જે ઉત્તમ ભગવદી છે તે ઉત્તમ સામગ્રી લે નહી તે મધ્યમ સાંમગ્રી લે નહી ॥ તો ઉત્તમ અને બ્રાહ્મણ સરખાજ શું એમ નહી ॥ જે ઉત્તમ ભગવદી છે જે ઉત્તમ સામગ્રી ભગવદીને સમર્પવાનું મન કરે તે માટે પોતે લે નહી અને મધ્યમ સામગ્રી છે તે તો અપ્રયોજક છે ॥ તે માટે પોતે લે નહી ॥ દ્રષ્ટાંતને પ્રકારે સ્ત્રી અને બ્રાહ્મણનો પ્રકાર જાણજો ॥ ઉત્તમ માહે સ્ત્રી અને મધ્યમમાંહે બ્રાહ્મણ તે સાં માટે જે સ્ત્રી તો શ્રી પુરૂષોત્તમને રીઝવે ॥ ચતુર સ્ત્રી જેહનો હાથ ઝાલે તેહને શ્રી પુરૂષોત્તમ સાથે મેલવે અને તે બ્રાહમણ સર્વ ॥

રસ-૨૫

જીવને બહિર સુખ કરે ॥ તે માટે સ્ત્રી તે રત્ન છે અને રત્ન
તે કેહનું નામ જેહનૂં મુલ નહી અને સર્વને સુખ આપે
તેહનું નામ ॥ રત્નને એ વિષે તો કાંઇ દોષ નથી ॥ તે શ્લોકનું
ચરણ સ્ત્રી રત્ન હાસ પ્રમયાકિ લાંગે ॥ એ શ્રી વલ્લભાચાર્યનૂં
વચન ॥ અને વલી કહયું છે જે સ્ત્રીનો ભાવ ધરાવીને ભકત
સંપાદી છે ॥ તો એહવું શ્રી વલ્લભાચાર્યે લખ્યું છે સાક્ષાત સ્ત્રી
જાત્ય અને એહવો ભાવ હોયે તો શું કહીયે ॥ હવે સ્ત્રી ઉત્તમ
વસ્તુ તે શા માટે તેહનો પ્રકાર કહે છે ॥ પ્રવાહ પુષ્ટિ અને
મર્યાદા એ ભકતના ત્રણ્ય મારગ છે ॥ તે માંહે પ્રવાહ અને પુષ્ટ
એ બેહુ એક છે ॥ તે કયેમ ત્યાં કહું તે સાંભલ ॥ સર્વ
વૈષ્ણવ કહે છે જે લોક તે સ્માર્ત છે ॥ પણ લોક તે સ્માર્ત
નથી ॥ સ્માર્ત તે કેહને કહીયે ॥ સ્માર્ત જે શાસ્ત્ર તે માંહે જે
બોલ્યું છે તેમ વિચારીને ચાલે તેહને સ્માર્ત કહીયે ॥ તે તો
કોએક હોય છે ॥ અને સાધારણ વૈષ્ણવ હોયે છે તેહને
પ્રવાહી વૈષ્ણવ કહીયે છે ॥ પણ તે પ્રવાહીક નથી ॥
પ્રવાહીક વૈષ્ણવ તે જે ધર્મશાસ્ત્રની રીતે ચાલે ॥ અને ભગવદ ભનજ
કરે તે પ્રવાહીક વૈષ્ણવ ॥ ત્યાંહાં પ્રવાહનો પ્રકાર કહું સાંભલ ॥
પૂર્વે બ્રહમા વિષ્ણું અને મહેશ એ ત્રણે મલીને શ્રષ્ટિ નિપાઈ
ત્યાંહાં એહવી રીત ચલાવી જે કહેને પુત્ર થાતો નોહે ત્યારે
તે જેહની સ્ત્રી પુત્ર જણતી હોયે ॥ તેહની સ્ત્રી માગીને
પોતાના ઘેર લઇ આવે ॥ પુત્ર જનવાને કાજે ॥ પછે પુત્ર
હવા પછી તે સ્ત્રીને પાછી આપે ॥ અને જો માંગ્યા પછી સ્ત્રી
ને સમે રૂડો હોયે અને સ્ત્રીનો ધણી જો ના આપે તો તેહને
બ્રહમા દંડે ॥ અને કોએક કામ આતુર હવો અને કોએક સ્ત્રી
ઉપર મન થયું તેહવારે તે સ્રીના ધણી પાસે જઇને તે સ્ત્રી
ને માંગે અને તે ના આપે તો બ્રહમાનો દંડ પડે અને પુરૂષ
જાત્ય કોયે સ્રી સાથે જોઓર કરે તો તેહને બ્રહમા દંડે
અને સ્રીઓ પોતાના ધણી સાથે જો કપટ કરે ધણી થકી
કસી વાત બોલવે તો તે સ્રીને બ્રાહમા દંડે એણે પ્રકારે બ્રાહમણ
ક્ષત્રી વૈશ્યા શુદ્ર સર્વે તે ધર્મશાસ્રની રીતે ચાલે ॥ ઘણાં કાલ
લગી એહવી રીત ચાલી પછે એકવાર એક બ્રાહમણ પુત્રને
અર્થે બીજા બ્રાહમણની સ્રીને માંગવા આવ્યો ॥ ત્યારે પેલે
બ્રાહમણે પોતાની સ્રી આપી ત્યારે પાચ બ્રાહમણ તે પોતાને
ઘેર લેઇ ચાલ્યો ત્યારે તે સ્રીનો પુત્ર સાહામો મલ્યો તે પુત્રને
તપનું બલ ઘણુંજ હતું ત્યારે તે પુત્રે પૂછું જે માતા શીદ

જાઓ છો ત્યારે સ્રીએ સર્વ પ્રકાર કહયો તે વાત તો પુત્રને ગમી નહી તે માતાને કહ્યું જે પાછાં વલો ત્યાંરે તે સ્રી તેહના શ્રાપ થકી બીહીની તે માટે ત્યાંહાં થકી પાછી વલી પેલો યાચક બ્રાહમણ રીસ ભર્યો બ્રહમા પાસે ગયો બ્રહ્માને સર્વ તે પ્રકાર કહયો ત્યારે બ્રહમાને રીસ ચઢી ત્યારે સર્વ રૂષેશ્વરને તેડી સભા કીધી ત્યાંહાં પેલી સ્ત્રીનો પુત્ર તેડાવ્યો ॥ તે ઉપર બ્રાહમણે ઘણી રીસ કીધી અને એ હવું કહ્યું જે તે જગદીસનું વચન માહાદેવનું વચન અને માહારૂં વચન એ ત્રણેયનું વચન તેં ઉવથું ॥ તે શા માટે ॥ અમો જે મારગ ઉપજાવ્યો છે ॥ તે તું ભાજવા હીંડે છે ॥ તે શા માટે એણે પ્રકારે બીજા મર્મ વચન ઘણાં કહી કહીને ઘણું નિર્ભસ્તના કીધી ત્યારે તે સ્ત્રીને પુત્રે સ્ત્રીની જાત્યને શ્રાપ દીધો ઘણુંજ ક્રોધે ભર્યો થકો એહવું બોલ્યો જે સ્રી માત્ર પર પુરૂષ સાથે મલે તથા કાંમ ભાવ માંહે ઘાલે ॥ તે સ્ત્રી નર્કમાંહે પડજો ॥ એહવો શ્રાપ દેઇ અને રીસે ઉઠી ગયો અને અનુગ્રહ કીધો નહી જે આ ઉપયોગ કરે તો નર્કમાહે પડે નહી ॥ તથા આટલા કાલ લગણ નર્કમાહે પડે ॥ અને પછે નિસરે એહવો અનુગ્રહ ન કીધો ॥ અને સ્ત્રીનાં મન તો ઠામ રહે નહી તે સા માટે કહુ તે સાંભલ ॥ પુરૂષ જાત્યને શરીરે એકવસાનો કંદર્પ હોયે છે અને સ્ત્રીને આઠ વસાનો કામ હોય છે તે માટે સ્ત્રીનું મન ઠામ હોયે નહી ॥ હવે ત્યાંહાં માહાવદાસ પૂછે છે ॥ મોટાજીને જે સ્ત્રીને અંગે આઠઘણું અધિક કંદર્પ છે તો એકવસાનેકાંમે આઠગુણ આતુર થૌ જાયે પણ કામ પ્રમાણે આતુર થાતી નથી ॥ તેહનૂં શું કારણ ॥ તાંહાં મોટાજી કહે છે ॥ ચોપાઈ ॥ સ્ત્રી અંગે કામ છે અપાર નાભિકમલમાંહે રહે નિરધાર ॥ સ્રી બેઠી છે પાસે સતી તેહનૂં નામ કહીયે છે રતી પુરૂષને સ્રી દેખે જયારે અંગે કામ જાગે હે ત્યારે ॥ તે સ્રી રતી કાંમનું મન હરે ॥ તે માટે તે પાછો ફરે ॥ પુરૂષને છે થોડો કામ નાભિકમલ રહેવાનો ઠામ ॥ નથી સ્રી તે પાસે સતી ॥ થાયે આકલો તે માટે અતી ॥ વાત ॥ એ કાંમ રણ માટે પુરૂષ આકલો થાયે છે અને સ્ત્રીને કાંમ તે માંહેનો માંહેજ આકલો થાયે છે પણ રતી તે સ્રી જે બાહિર નીસરવા દેતી નથી તે માટે સ્રી અતિ ચપલ હોએ છે હવે પાછલી વાત રહી છે તે સંબંધ કહે છે તેહવારે સ્ત્રી જાત્યને એહવો શ્રાપ હવો ત્યારે વેદશાસ્ત્રે સ્મૃતે રૂષીશ્વરે બ્રહ્મારૂદ્રાદિકે એ કોણે

પણ સ્ત્રી નર્કમાં પડતી રખાંની નહિ ત્યારે સ્ત્રી જાત્ય પતિત થઈ પતિત તે શું જેહનો કોયે ધણી નહી અને પડતા કોંણે રખાંનીએ નહિ ॥ એહનું નામ તે પતિત પાવન તો શ્રી પુરૂષોત્તમ છે અને પતિત સ્ત્રી છે તાં ॥ અને જ્યાંરે પતિત થઈ અને પતિજુ કોંએ પતિત નથી તે શા માટે ॥ જેકે તે વેદનો આધાર છે ॥ કેહને યજ્ઞનો આધાર છે કેહને સાસ્ત્રનો આધાર છે કેહને વ્રતનો આધાર છે ॥ સર્વને કાંઇ કાંઇ આધાર છે ॥ અને શ્રી પુરૂષોત્તમનું એહવું પણ છે તેહને અન્યાશ્રય નોહે તેહનો અંગીકાર કરે ॥ તે માટે સ્ત્રીતે અન્યાશ્રય રહિત થઇ અને વલી ઉત્તમ વસ્તુ તે માટે પોતે પ્રસંન થઈ અને સ્ત્રી શ્રી હસ્તે કરી ઝાલી ॥ સ્ત્રી તે નિરાધાર છે તે માટે તેહનો આધાર પોતે થયા ॥ ઉદારરાયતો શ્રી પુરૂષોત્તમ છે અને સ્ત્રીતો અન્યાશ્રય રહિત થૈછે ॥ અને રસપાત્ર છે અને ભોગ્ય વસ્તુ તે માટે ઠાકુરને ઘણી વાહાલી થૈ ॥ પણ સ્ત્રી ભગવદીની સંગત્યે શ્રી પુરૂષોત્તમને પામે ॥ શ્રી વલ્લભાચાર્યે કહ્યું છે જે ગૃસ્થાશ્રમથકી શ્રી પુરૂષોત્તમ પ્રાપ્ત તે શા માટે જે સ્ત્રી માટે એહવો પ્રકાર છે જે જાત્યને વશ શ્રી પુરૂષોત્તમ થયા છે તો જેહને વંશ શ્રી પુરૂષોત્તમ હોયે એહવી સ્ત્રી હોયે તેહનો હાથ વલગી એ તો તે સ્ત્રી તેહને ઝાલે ॥ તેહને શ્રી પુરૂષોત્તમ સાથે મેલવે ॥ અને તે સ્ત્રીની કાંણયે કરીને શ્રી પુરૂષોત્તમ સન્મુખ થઇ ને પુરૂષનો અંગીકાર રસ મારગે કરે ॥ એમ શ્રી વલ્લભાચાર્યે લખ્યું છે ॥ ગ્રહસ્થાશ્રમની ભકિત સંપાદિ છે તે એટલા માટે અને સ્રી બલ તે ભગવદીનૂં ॥ અને ભગવદીને સ્રીનું બલ જયેમ સિંહ વનનૂં બલ અને વનને સિંહનૂં બલ અને સારત્રે સ્રી ના દસ ગુણું કહયા છે ॥ તે કહું ॥ સવાયો ॥ ઉપદેશ વેલા ગુરૂ ॥ દોહલી વેલા બંધુ કહીયે ॥ વાત કરવા વેલા સખા કહીયે ॥ જેહને પાક કરી પ્રીસે ॥ ત્યાંહાંરે માતાને ॥ વિચારે વેલા પ્રધાન ॥ કાંમ્યની જયારે કામ વ્યાપે દેહને ॥ સ્ત્રી ઘર શોભા વેલા ॥ એ સેવા વેલા દાસી કહીયે ॥ સ્નેહી જ્યારે વાત કરે મનધરીને તેહને ધરમ રાખવા વેલા ધણી કહીયે ॥ એહવા દશ પ્રકાર જે માંહે વસે છે ॥ હરી વશ તેહને વાત વલી એક વાર શ્રીજીએ શાસ્ત્રનો શ્લોક કહયો તે શ્લોક ॥

અજાતસ્તુખુરતો મેધ્યાગાવો ગાવોમેધ્યા પુચ્છત: ।
ગજાસ્વામુખતોમેધ્યાસ્ત્રીયો મેધ્યા સર્વત: ॥

એહનો અર્થ અજા તે બકરી તેહનીખુરી પવિત્ર છે અને ગજ

કહેતાં હાથી અને અશ્વ કહેતાં જે ઘોડા તેહનાં સુખ પવિત્ર છે ।। અને સ્ત્રીયોનું સર્વ અંગ પવિત્ર છે એહવું શ્રીસુખે કહયું ।। જે ચાર યુગમાંહે કલિયુગ ધન્ય ।। જે માંહે સાક્ષાત શ્રી પુરૂષોત્તમ પ્રાગટય છે ।। અને ચાર વરણમાંહે શુદ્ર ધન્ય જેને કાંઇ અન્યાશ્રયો નથી અને પ્રભુવેગે અંગીકાર કરે અને મનુષ્યમાંહે સ્ત્રી ધન્ય જેહને અન્યાશ્રયો સ્પર્શે નહિ કેવલ પોતાના પતિની સેવા કરવી એનો વેગે અંગીકાર હોઇ ।। સર્વોત્તમ સ્તોત્ર માંહે કહયું છે સ્ત્રીશુદ્રાધુધૃતિક્ષમ: ।। એમ શ્રી સુખે કહયું છે ।। દુહા ।। સમઝસેસુજાણ જે હરિરસ ભીજી રહયાં ।। શું કરે અજાણ જો શ્રી વલ્લભની કૃપા નહી ।। સ્ત્રી છે રસનૂં ધામ ।। હરી જેહને વશ થૈ રહયા ।। ત્યાં વૈરાગનું શું કામ જે સ્ત્રી વડે હરી પામીયે ।। ચોપાઇ ।। સ્ત્રી અંગે છે મોહની જડી જે વિન હરી ન રહે ઘડી ।। તો શું કીજે ઘણું વખાણ હરી પામીએ વણુ આપે દાન ।। ચૌક્ષરા ।। આ એહવું હરીને કહે અને તેહનૂં બલ છે જયાંહાં અબલા એહવૂં નામ છે તે તે માટે કલિયુગ માહા ।। વાત ।। પણ જેહવો સ્ત્રીનો પ્રકાર કહયો છે તેહવો હોયે તો તે માટે શ્રીજીએ કહ્યું જે સ્ત્રી વૈષ્ણ થાયે નહી અને થાયે તો અદ્દભુત થાયે ।। તેહનો ભાવ તે એહ છે જેહવો ભાવ મનમાંહે ઉપજે છે તેહવો હું કહેતો નથી ।। શા માટે જે વાત બાહિર પડે પછે એવડો રસ પચે નહી ।। તે માટે આશ્રામાત્રે કરીને કહ્યું છું. ।। પણ તહ્નો વિચારી જોજો ભાવ ઉંડો છે ।। હવે બ્રાહ્મણનો પ્રકાર થોહામાંહે કહું છું પણ પદ્મ પૂરાણ માંહે સહસ્ત્ર નામ છે ।। તે માંહે કહ્યું છે પહેલું સર્વજીવ જગદીસને ભજે ।। અને વૈકુંઠ જાયે એમ કરતાંજીવ સર્વ સંસારમાંહે થકી ખુટા ત્યારે બ્રાહ્મણે માહાદેવને કહયું ।। અને માહાદેવે જગદીસને કહયું ત્યારે જગદીસે મહાદેવને એહવું કહયું ।। જે તમે અનેકમત નવા ઉપજાવીને હું થકી જીવને વિમુખ કરો ।। એ વાત હું ઉતાવલી હરીને બલે કહું છું આસા ઉપર સમઝી લેજયો ।। પછે માહાદેવ જીવને વિમુખ કરવા અર્થે પૃથ્વીને વિસે અવતર્યા બ્રાહ્મણના કુલ વિષે ।। શંકરાચાર્ય એહવું નામ ।। તેમાહાં પંડિત થયા તે માહાપુરૂષ થયા ।। સકલ પંડિતનો વિજય કીધો ।। પછે તે શંકરાચાર્યે પોતે નવા મત કીધા ।। બ્રહ્મજ્ઞાન નિરાકાર ભજન તીર્થયજ્ઞ અન્યદેવ ઉપાસન તિલંગપૂજા અને બીજા અન્ય મત અન્ય મારગ સંમંધી નવા ઉપજાવ્યા ।। તે પૂરાણશાસ્ત્રને બ્રાહ્મણને આપ્યા અને સાથે લોભ

આપ્યો ॥ લોભ તે પાપનૂં મૂલ છે ॥ પાપનું સ્વરૂપ તે અભિ-
માન છે ॥ પછે શંકરાચાર્યને સર્વ બ્રાહ્મણે કહયૂં ॥ જે તમે
સર્વને આ નવામત દેખાડીને જગદીસ થકી વિમુખ કરી ॥ પછે
બ્રાહ્મણ સર્વ જીવ વિમુખ કીધા અને બ્રાહમણ તે હે સર્વ
લોભને વશ થકા પહયા ॥ વિમુખ થયા ॥ શા માટે જે લોભ
ત્યાંહાં જગદીશ નહી ॥ અને જગદીશ ત્યાંહાં લોભ નહિ ॥ વલી
કહું છું કલિયુગમાહાં જ્યારે પૃથ્વી ઉપર આવ્યો ત્યારે કેહને
વશ કરી શકે નહી ॥ શા માટે જે લોભ હોયે ત્યાંહાં કલિયૂગનું
ચાલે ॥ પછે બ્રાહમણને વિષે પૂર્ણ લોભ દીઠો તે માટે કલિયુગ
તે પ્રથમ તે લોભ ઉપર જઇ બેઠો પછે બ્રાહમણ સર્વે કલિયુગે
પોતા સરખા કીધા વલી એક વાત કહું છૂં ॥ ત્યારે પાંડવોને
દૂર્યોધને કપટ કરીને લાક્ષાગૃહમાં ઘાલ્યા અને દૂર્યોધને ચાંડાલ
ને તેડીને પૂછ્યું જે તમે એ લાખાગ્રહ તે બાલો ॥ ત્યારે તે
ચાંડાલે કહ્યું જે અમારૂ એ કામ નહિ ॥ પછે બ્રાહમણને તેડીને
પૂછ્યું જે આ ઘણો દ્રવ્ય લ્યો અને એ લાખાગ્રહને બાલો ॥
પછે બ્રાહમણે લોભ વશ થકે કહ્યું જે વારૂ ॥ એ હું બાળીશ
પછે લાખાગ્રહ તે બ્રાહમણે બાલ્યું ॥ પણ વિદૂરે ત્યાંહાં પાતાલ
શ્રંગ દેવરાવ્યું હતું ॥ તેણી વાટે પાંડવ નિસરી ગયા ॥ વલી
એક વાત કહું છું ॥ શ્રી ગોકુલમાંહે એક વાર શ્રી કૃષ્ણ બીજા
બાલક સંગાતે ॥ એક બ્રાહમણના ઘરમાંહે દહીદુંધ ચાખવાને
પેઠા ॥ પછે તે બ્રાહમણ અને બ્રાહમણની સ્ત્રી બાહેર ગયા હતાં
તે આવ્યા ॥ તે જુએ ત્યાંહાં દહીંદુધ ચોરીને ખાતા દીઠા પછે
તે બ્રાહમણ રીસે ભર્યો થકો શ્રી કૃષ્ણની બાંહેસાહીને શ્રી યશોદાજી
આગલ લઈ ગયો અને શ્રી યશોદાજી આગલ વઢવા લાગ્યો ॥ જશોદાજી
તાહારે પુત્રે માહારૂ દહીં દૂધ ખાધું ॥ વણસાડયું ॥ માહારૂં ઘર સર્વ
અભડાવ્યું ॥ માહારે ઘરમાંહે આવીને ઘણું જ્યાંન કીધું ॥ તહમે
કુંવર એહવો લાડકો શાંમાટે કીધો છે ॥ ત્યારે યશોદાજીએ શ્રી કૃષ્ણને
કહ્યું જે શ્રી કૃષ્ણ આપણ તો અહીરની જાત્ય ॥ અને એ તો બ્રાહમણ
છે ॥ તે માટે આપણ એહને ઘેર જૈયે નહિ તાં ત્યારે શ્રી કૃષ્ણે
કહ્યું જે હવે હું બ્રાહમણને ઘેર નહી જાઉં ॥ ત્યારે યશોદાજી
એ કહયું જે તમેં માહરી આગલ એમ કહો છો ॥ પણ વલી
કાલ જાશો ત્યારે શ્રી કૃષ્ણે સમ ખાધા છે ॥ તાહરા સમ જે
હવે બ્રાહમણને ઘેર જાઉં તો ॥ તે માટે આજની ઘડી લગન
સમ ચાલે છે તે માટે ॥ ઉત્તમ વસ્તુ માટે તે માંહે તે સ્ત્રી
જે પુરૂષોત્તમને મેલવે તો એ થકી ઉત્તમ વસ્તુ શી છે ॥

અને મધ્યમમાંહે બ્રાહમણ જે જગદીશ થકી વિમુખ કરે તો તે થકી બીજો કોણ મધ્યમ છે એહવા બ્રાહમણના પ્રકાર ઘણા છે ।। પણ એટલામાંહે સર્વ સમજી લેજો ।। તે માટે ઠાકુરે કહ્યું જે બ્રાહમણ અને સ્ત્રી વૈષ્ણવ થાયે નહિ અને થાયે તો અદ્દભુત થાય હવે વલી માહાવદાસ પૂછે છે જે પહેલું તમે સ્નેહની વાત કહી તે સ્નેહ કેમ ઉપજે તે પ્રકાર કહો ।। પછે મોટાજી બોલ્યા જેમ કોએક નદીમાંહે કાંસ ઉગ્યા હોય છે અને કોએક પુરૂષ તેહને આણીને ઉત્તમ ભુમિને ખેડીને શુદ્ધ કરીને ત્યાંહાં વાવે છે ।। ભુમિ શુદ્ધ તે હલે કરીને થાએ ।। હલનો કાંટો મોટો હોય છે ।। અને અણિયાલો હોયે તે ભુમિમાંહે પેશીને આડું અવલું ખેડે છે તે ભુમિ શુદ્ધ થાયે છે ।। ભુમિને વિશે કાંસને વાવે છે તેહને પાણી પાય છે જતન કરે છે ત્યારે ઘણે વરષે કાંસ કાંઈ એક જાડો થાયે છે અને લગારેક મિઠાઇ આવે છે ।। તે કાંસને બીજે વર્ષે તેમજ ભુમિ ખેડીને વાવે છે ।। પાણી પાયે છે ખડ થાયે તેહને કાઢી નાખે છે જતન કરે છે વાડય કરે છે પોતે કષ્ટ ભોગવે છે ।। એમ કરતાં તેણે સર્વ વલીએ ઘણેરા જાડો થાયે છે અને ઘણેરી મીઠાઈ આવે છે એમ કષ્ટ જતન કરતાં કરતાં બાર વર્ષે ઉત્તમ શેલડી થાયે ।। અને ઉત્તમ સાકર નિપજે પણ બાર વરસ લગણ કષ્ટ ભોગવવું જોઇએ ।। સવારથ વિના આગલ ઘણું ઘણું સુખ ભોગવાશે એહવી આશા એ કષ્ટ કરે છે તો પરમ સુખ પામે છે ।। ત્યેમ ત્યેમ સ્નેહ હલવે હલવે જતન કરતા કરતા કષ્ટ ભોગવતાં સ્નેહ ઉપજે ।। વલી પ્રકાર કહું છું અલૌકિક ત્રણય નગર છે તે કયાં પ્રથમ મિલાપ રૂપિયૂં નગર છે ।। પછે તેહની આગલ વહાલ રૂપિયૂં માહા નગર છે ।। અને તેહની આગલ સ્નેહ રૂપિયું મહા નગર છે ।। એ ત્રણય નગર ઘણે ઘણે છેટે બેઠેલા છે ।। અને એક એકપે ચઢાવે છે ।। અને કોએક વૈષ્ણવ વાટે ચાલ્યો જાયે છે ।। કહીક વાસે રહેવાને કાજમાહીં રૂડું હશે ત્યાંહાં રહીશ એહવું મનમાંહે ધરીને ।। અને ત્રણય નગરને જાણતોજ નથી પછે વાટે જતાં મિલાપ રૂપિઉં નગર દીઠું અને તે નગર દીશે ચાલ્યો અને તે નગરમાંહે પેઠો ।। તે વારે મિલાપ નગરનો પ્રકાર રૂડો દીઠો અને મન પ્રસન્ન થયું પછે તે નગરમાંહે રહયો ।। અને ત્યાં રહેતાં નગરના લોક સાથે પરીચય થયો પછી ઘણેક દહાડે સાંભલ્યું જે આગલ વાહાલ રૂપીયું નગર છે ।। ત્યાંહાં ઘણું સુખ છે પણ વાટે ઘણોં ભય છે ઉત્તમ સંગાત વિના જાયે નહિ ।।

તે માટે નગરમાહે જાતા આવતા હોયે તેહને મલે તેહની સેવા કરે ।। પછે તે સાથે રૂડો પરિચય થાયે ત્યારે તે વાહાલ નગરે તેડીને જાયે ।। ઘણુંજ વેગલું છે તે માટે જાતા વાટે ઘણા દાહા થાયે પછે તે વાહાલ નગર પહોંચે ।। અને ત્યાંહાં રહેતાં ઘણું આનંદ પામે જેણે જે આહવું સુખ ચૌદ લોકમાં નથી ।। એમ કરતાં સર્વ વાહાલના લોક સાથે પરીચય થાયે ત્યારે તે વાહાલ હૈયે ભરાય તે વહાલ ઘણુંજ વહાલા લાગે ।। પછે વહાલા સાથે ઘણુ પરિચય થાય ત્યારે વહાલના કામમાંહે ચોંપે થકો રહે ।। એમ કરતાં પછે સાંભલ્યું જે સ્નેહ રૂપિયું માહાં શ્રી નગર છે ।। ત્યાંહાં સાક્ષાત જગદીશ રહે છે ।। એહવું સાંભલીને ત્યાંહાં જાવાની ઘણી ચટપટી થાયે અને જાણે જે સ્નેહ રૂપીયા નગરમાંહે કયારે જાઇશ ।। અને ત્યાંહાં જઇને જગદીશને જોવું ।। પછે જ્યાંહાં મન લાગીને રહે ।। બીજું કાંઈ ગમે નહિ ।। પછે સ્નેહ નગરે જે જાતો આવતો હોયે તેહને મલે ।। તેહની સેવા કરે ।। એમ કરતાં તે સાથે ઘણોય રીચય થાયે પછે તેહને ઘણુંજ વાહાલો લાગે ત્યારે તે પેલો તેહની સાથે સ્નેહ રૂપિયામાહાંશ્રીનગર જાયે ।। અને જે નગરમાંહે જૈને રહે પછે ત્યાંહાં સ્નેહ રૂપિયા નગરના લોક સાથે ઘણોં પરીચય થાયે ।। પછે ચોંપ ધરીને વિચારી જુએ જે આ સ્નેહ રૂપીયા માહા શ્રી નગરમાંહે લોક છે તેહને તો જગદીશ ઘણુંજ વાહાલા છે ।। પણ જગદીશને જે વહાલા તે કીહાં છે તે સાથે પરીચય કરૂં એહવો વિચાર કરે ।। પછે તે જગદીશને વાહાલા છે પરમ સ્નેહી જે તે નગરના લોક તે સાથે પરીચય કરે ।। એમ કરતાં તે પેલા સર્વ લોકને વાહાલો લાગે પછે તે સ્નેહી લોક તેહને જગદીશ પાસે તેડીને જાય ।। અને આગલ પોલીયા બેઠા હોયે છે અને પેલો તો નવો આવ્યો છે ।। તેહને પોલીયા ઓલખતા નથી ।। તોહે પણ પૂછે નહિ જે એ કોણ છે તે શાં માટે જાય છે ।। જે આ જ જગદીશને વહાલા છે અને તેણે આંહાંથી ઝાલ્યો છે તે માટે તેહોની કાંણે કાંઇ બોલતા નથી ભીતર જાવાદે છે ।। ભીતર જૈને ઠાકુરને દંડવત કરે તેહવારે નિજભકતને ઠાકુર પુછે જે આ કોંણ છે ।। ત્યારે તે નિજભકત કહે જે પ્રાણનાથ એ તમારો દાસ છે ।। પછે તે ભગવદીના વચન થકી ઠાકુર તે ઉપર કૃપા દ્રષ્ટે જુએ છે ।। એમ નિત્યે તે ઉત્તમ ભગવદીની સાથે પેલો જાયે અને એમ નિત્યે તેહની સાથે જગદીશ પાસે જાતા જાતા તેહનું મન રૂડું દેખે ને જગદીશને તે વાહાલો

લાગે છે એમ કરતાં પછે ઠાકુરને સાથે એકાંત વાત કરે છે
જ્યેમ જ્યેમ જગદીસ બોલાવે ત્યેમ ત્યેમ દીનતા ઘણી આવતી
જાયે એમ કરતાં વાહાલતે ઘણોજ ઉપજે પણ તે સ્વરૂપ હૈયા
માંહાં આવીને ખુંચે નહિ ॥ તે માટે ચોંપ ઘણી ધરે તે
ઠાકુર માહારા હૈયામાંહા આવીને કેમ ખુંચે તે ઉપાય કરૂં
પછે ઉત્તમ ભગવદી ઠાકુરના વિરહી લોક હોયે છે તે થોડા
હોયે તેહને મલે તે સાથે પ્રીતિ કરે ॥ પછે તેહને પૂછે જે ॥
આ ઠાકુર માહારા હૈયામાંહે આવીને પૂછતા નથી ॥ તે શા
માટે ॥ પછે તે વિરહી લોક તેહને કહે જે ॥ વિરહ જો ઉપજે
તો ઠાકુર સાથે ઉપજે એતો અદ્‌ભુત વાંત છે એહવા ભગવદી
તે થોડા હોયે છે ॥ પણ તાહારૂ મન કહીંયેક જો ખુંચે તો
વિરહ ઉપજે અને વિરહ ઉપન્યો એટલે એ વસ્તુ હૈયામાંહે
આવે ॥ તો તું કહીશ જે બીજે ઠામ મન લાગે તો ઠાકુર
હૈયે કયેમ આવે ॥ ત્યાંહાં કહું છું સાંભલ ઉંત્તમ વસ્તુ કહીં
પ્રગટ થઈ હોયે અને તે વસ્તુ ભગવદીના હાથમાંહા આવી
ત્યારે તે ઉત્તમ વસ્તુના ભોગી તે ઠાકુર બીજો કોહેનથી તે
માટે વિરહ તે માહાઉત્તમ વસ્તું છે ॥ તે કહીં પ્રગટ થાયે
એ સત્ય કરી માનજો પછે તે ભગવદી એહવો વિચાર કરે
જેમ માહારૂં મન કહીંયે ખુચે તો વારૂ થાયે ॥ પછે નિત્યે
એહવું મન રાખતાં કહીએક ખુંચે છે તે સાથે પરસ્પરે ઠાકુર
ની વાત કરતા કરતા મિલાપ સંબંધી વાહાલ ઉપજે ॥ અને
તે વાહાલ હૈયામાંહે આવીને રહે ॥ તેહનું લક્ષણ સું જે તે
વસ્તુ દીઠા પછી ઘણું સુખ પામે પરસ્પરે તે બહુએ ઠાકુરની
વાત કરે ત્યેમ ત્યેમ મિલાપનો વાહાલ વાંધતો જાયે અને
મિલાપનો વાહાલ સંપૂરણ આવ્યો ત્યારે કેવલ વાહાલ ઉપજે તે
કેવલ પછે રૂદેકમલ થકો નાભિકમલમાંહે આવે તે વાહાલ
નૂં લક્ષણતે સૂં ॥ જ્યેમ માતાને પોતાના પુત્ર ઉપર ઘણોં વાહાલ
આવે છે ॥ બાલક ઉપર મન ઘણું રાખે છે ॥ અને બાલકને
રાતે પાસે લેઇ સૂએ છે ॥ તે વારે બાલકના મૂત્રમાંહે પોતે
સુએ છે ॥ અને બાલકને કોરડે સુઆવે છે ॥ રાત્રમાંહે વારે
વારે સંભાલીને જુએ છે ॥ જે રખે ઉઘાડો હોયે કે રખે ખાટલે
થકી હેઠો પડે અને બાલક ઉઠયો હોયે છે ॥ તેહવારે વારે
ચૂંબન કરે છે ॥ એહવા ઘણા પ્રકાર છે ॥ તે આશ્રા ઉપર
સમઝી લેજ્યો ॥ એહનૂં નામ કેવલ વહાલ ઉપન્યો ॥ હવે
માહાવદાસ પૂછે છે જે એ વૈષ્ણવતો ઠાકુર લગણ જાતો

આવતો થયો તો ઠાકુર તેહને બોલાવતા હતા ।। અને ઠાકુર સાથે વાહાલ ઉપન્યો હતો તે ફરીને મિલાપ થકો આરંભ માંડયો તે શા માટે ।। વાહાલ તો ઉપન્યો હતો તો હવે સ્નેહનો આરંભ કયેમ ન માંડયો ।। ત્યાંહાં મોટાજી કહે છે કોએક પુરૂષ ને એક શેલડીનો સાંઠો હાથમાંહે આવ્યો છે ।। ત્યેમ તે વહાલ રૂપીયો સાંઠો એક હાથમાંહા આવ્યો પણ તે એક સાંઠાના ઘણા સાંઠા થાયે ત્યાંહાં થકો ઘણો રસ પ્રગટ થાયે તો તેહની સાકર નિપજે પણ એક સાંઠે સાકર નીપજે નહી અને ઘણા સાંઠા તો થાયે જો તે એક સાંઠાને પ્રકારે કરીને ઉત્યમ ભુમિ જોઇ અને ત્યાંહાં વાવે ।। જો વાવે નહિં તો એક સાંઠો હાથ માંહાં આવ્યો છે તેટલોજ રહે તે માટે તે સાંઠો ઉત્તમ ભુમિ જોઈ જ્યારે વાવ્યો ત્યારે તે ધણી તે ઠાકુર છે ।। ત્યાંહાં અમૃત રૂપી જલ ભર્યું છે ।। અને ઉત્તમ ભગવદી ત્યાંહાં થકું અમૃત જલ લેઇ અને વારે વારે સીંચે છે ।। અને ચેલો ભગવદી તે વાડય કરે ।। રાખે જતન કરે કષ્ટ ભોગવે પછે તે શેલડીની કાંતલીયે કાંતલીયે અંકૂર ફુટે છે તો તે શેલડી જેહવી વાવી હોયે ।। તેહવી જાડી રસ ભરી તો ઉગતી નથી ત્રુણય સરખી થઇને ઉગે છે તો એમ કયેમ ।। ફરીને ઘર થકો આરંભ મંડાણો એણે પ્રકારે પાછલી વાત એક મને વિચારી ને જોજ્જો શેલડીને જ્યેમ સીંચે ત્યેમ ત્યેમ ઘણું ઘણું પુષ્ટ થાયે છે હલવે હલવે માંહે રસ આવે છે ।। અને કાંતલીયે કાંતલીએ એ શેરડીના સાંઠા થાયે છે અને તે એક સાંઠા પાખલ ઘણા એક સાંઠા થાએ છે ।। એણે પ્રકારે એક સાંઠા ના ઘણા સાંઠા થાએ છે ।। અને તે સાંઠામાંહે ઘણો રસ ભરાએ છે ને રસમાંહે ભાંત્ય ભાંત્યના સ્વાદ હોએ છે ।। સાકર આદેદેઇ અને ઘણી મીઠી વસ્તુ નીપજે છે ।। તે સાકર સ્વભાવે સદાએ મીઠી હોય છે અને જે માંહે ભલે તે માંહે ઘણીક મધુર મધુરતા આણે છે ।। ભાવ તે ઉંડો છે વિચારી જ્યાં જ્યાં પાછલી વાત કહું છું ।। સ્નેહીને પરસ્પરે કેવલ ભાવ ઉપન્યો ।। ઇહાં થકી પાછલી વાત રહી છે તે કહું સાંભલ હવે મિલાપનો જે વાહાલ તે કેવલ સ્વારથ ઉપર રહે છે ।। તે સ્વારથ હોયે ત્યાંહાં લગન તે વાહાલો હોયે ।। પછે નહી અને કેવલ વહાલનો વહાલ તે અર્ધ સવારથ અને અર્ધ પરમારથ એહવો એ હોયે તાંહાં સવારથ હોયે ત્યારે ઘણોં વાહાલદીશે ।। અને સ્વારથન પહોંચે ત્યારે અર્ધવાહાલ

૨સ. ૩૪

આછો થાયે પણ મુલમાંહાથી વાહાલ જાયે નહિ ।। અને તે અર્ધ વહાલને કોએક સુઘઠ સીંચનહાર મલે અને તેહના મનમાંહે સ્વારથ સંબંધી દોષ રૂપિયા બિચાર છે તેહને કાહે તો કેવલ વિરહ તે કેવલ પરમારથી સ્નેહ મુલ છે ।। જયેમ ધાતુ ની જાતમાંહે કથીર છે તે રૂપાની જાત્ય છે પણ રૂપાનું મુલ આવે નહી તે શા માટે જે એકશેર કથીરમાંહે સાઢાં ત્રણ્ય ઢાંકપાણી છે ।। તે વિકાર માટે રૂપાનું મૂલના આવે અને કો એક સુઘડ મલે અને એ જલવિકારને કાઢે તો ઉત્તમ રૂપુ થાયે ।। એ પ્રકાર તે વાહાલમાંહે જાણવા ।। હવે પરમારથ વાહાલ સંપૂરણ આવ્યો ત્યારે સ્નેહ ઉપજે તે સ્નેહનો પ્રાકાર કહું સાંભલ ।। સ્નેહના ચરિત્ર ચાર અંગ છે તે કિહાં પ્રથમ સ્નેહ (૧) બીજો અશિકત્ત સ્નેહ (૨) ત્રીજો વ્યસન સ્નેહ (૩) ચોથો તનમય સ્નેહ (૪) શ્રી વલ્લભાચાર્યે ભકિત વર્ધિની ગ્રંથમાંહે પ્રેમ આશિકત વિસન એ ત્રણ્યે પ્રકાર સ્નેહના કહ્યા છે તે શ્લોક ।।

વ્યાવૃત્તોપિ હરૌચિત્તં શ્રવણાદૌયતેત્સદા ।
તત:પ્રેમ તથા સકિત વ્યશનં ચ યદાભવેત્ ।।

એ શ્લોકનો અર્થ તો લખતો નથી લખીએ તો ગ્રંથ વાંધે અનુમાનેતમો ભાવતો સમઝસો હવે પ્રેમ સ્નેહ ૧ આશિત સ્નેહ ૨ વ્યસન સ્નેહ ૩ અને તન્મય સ્નેહ ૪ એ ચાહારે અંગનો પ્રકાર કહે છે ।। સ્વારથ રહિત કેવલ વાહાલ થયો તાહારે પ્રેમ ઉપન્યો ।। જે પ્રેમનું લક્ષણ પોતાનો વાહાલો ઘણે દાહાડે મલે તોહે જીવની દ્વારનાશુદ્ધ હોયે ત્યાંહાં કહે છે ।। સવાયો ।। આરત્યે વાહાલાનેહ રે ।। મનમાંહે મોદ ધરે વારે વારે ।। પાન કરે નયના મેલાવડે ।। વાહાલો જયારે ઉઠી જાયે ।। ઘરકામ ન સોહાયે ।। મન ચટપટી થાયે ।। જાયે શા વડે પછે ઠામ આવે મન સખીને કહે વચન દેખીશ ।। જીવજીવને નયણે હું આવડે ।। ઘણે દાહાડે મલે એમ આનંદ ઉપજે ।। જયેમ દાહેનૂં નામ કહીયે એમ આવે છે કૃપાવડે ।। વાત ।। કૃપાજે છે તે અલૌકિક ધર્મ જે ભગવત ધર્મ ।। તેહની સ્ત્રી છે તે માટે ।। સવાયા માહે કહ્યું જે આવે છે કૃપા વડે ત્યાંહાં કૃપા હોયે ।। ત્યાંહાં ભગવદ ધર્મ હોયે ।। અને ભગવત ધર્મ હોયે ત્યાંહાં ઠાકુર હોયે ।। એણે પ્રકારે પ્રેમનૂં લક્ષણુ જાણવું ।। એહવા પ્રેમ સ્નેહના પ્રકાર ઘણાં છે તે કહીયે તો ગ્રંથ વાધે ।। જયેમ ગેહુંની રાસ અનંત ભરી છે ।। અને તે માંહેથી એક સુઠડી ભરીને સઘલા ગેહું પ્રીછા પડે ।। ત્યેમ ઇહાં જાણજો ।। અને વલી આગલ બીજા સ્નેહના અંગ

કહીશ ॥ એહ પણ એણે પ્રકારે જાણજો ॥ હવે પ્રેમ સ્નેહ પૂર્ણ ઉપન્યો ॥ ત્યારે આશિક્ત સ્નેહ આવે ॥ આશિક્તનું લક્ષણ આખા દાહાડામાંહે એકવાર જો વાહાલાને દેખે તો સુખ ઉપજે ॥ ન દેખેતો શરીરે ચટપટી થાયે ॥ ત્યાંહાં કહે છે ॥ ચોક્ષરા ॥ નીત્યે નીત્યે જો ભોજન કીજે ॥ વેલાની વેલાએ ॥ ઠામ રહેતો દેહકી આશક્ત એ કહેવાયે ॥ અફીણીયો વેલાની વેલાએ જો નવ્ય ખાયે તો જીવ ત્યાંહાં લાગી રહે આશિક્ત એકહેવાયે ॥ આજ ન દીઠો વાલ્યમોં સાંભલ મોરી માય રાત્ય પડી એ પાપણી હવો શો કરૂં ઉપાય ॥ દાડામાંહે એકવાર જો નવ્ય દેખું નાથ ॥ તો મન થાયે આકુલ ને કામ ન લાગે હાથ ॥ વાહાલમાને જુએ મિટે જીવનો વિશ્રામ ॥ દાઢામાંહે એક વાર આશિક્ત તેહનું નામ ॥ એક આશિક્તનો પ્રકાર નરસિંહ મેહેતે કહયો તે કીર્તનનૂં વચન ॥ એકવાર આખા દિવસમાંહે તમ સું વાત ન થાય રે ॥ કાંમકાજ કાંઈ ચિત્તન લાગે ઘર આગણના સોહાયરે ॥ એહવું કહ્યું છે ॥ એહનું નામ આશિ-ક્ત સ્નેહ ॥ હવે વ્યસન સ્નેહ કહું તે સાંભલ ॥ જ્યારે આશિક્ત સ્નેહ પૂરણ આવ્યો ત્યારે વ્યસન સ્નેહ ઉપજે ॥ તેહનૂં લક્ષણ જેહને ॥ પાખે ઘડી રહેવાયે નહી ॥ તેહનું નામ વ્યસન સ્નેહ ॥ પોતે દુઃખ સહે અને ॥ પોતાના વાહાલાને સુખ વિચારે જે એ કયેમ સૂખી થાયે ॥ તે ઉપાય કરૂ ॥ એ વ્યસન સ્નેહનૂં લક્ષણ ॥ કો એક વૈષ્ણવ હતો ગ્રહસ્થ તેહના સ્નેહી તેહને ઘેર આજ્ઞા માગવા આવ્યો ॥ ગામ ચાલ-વાને કાજે ॥ તે દાહાડા ચાર રહયો ॥ પછે ગામ ચાલવા માંડયું ॥ ત્યારે ગ્રહસ્તે મિત્રને કહ્યું જે ॥ આજનો દાઢો રહો ॥ પછે તે રહયો એમ કરતાં કરતાં ત્રણ્ય દાઢા વલી રાખ્યો ॥ પછે રાત્રે પરોહણોં મિત્ર સૂતા છે ત્યારે પેલી સ્ત્રી ભરથાર બેઠા છે ત્યારે ભરથાર બોલ્યો જે માહારા મિત્રતો વેહેણામાંહે સહવારે ગામ ચાલશે ॥ તો હવે શું કરશું ॥ ત્યારે સ્ત્રીએ કહ્યું જે ॥ મૂહને આજ્ઞા દેઉતે હું કરૂં ॥ પછે પુરૂષે કહ્યું જે રહેવાને એક ઉપાય છે જો તાહરૂં મન માંહે આવે તો ॥ ત્યારે સ્ત્રીએ કહ્યું જે તે અવસ્ય મેવ કીજે ॥ તાહારે પુરૂષે કહ્યું જે આપણે ત્રણ્ય વરસનો પુત્ર છે ॥ અને વલી એહવા એ પુત્ર ઘણાં આવશે ॥ પણ એહવો મિત્ર કહીં છે નહી ॥ એહની એક ઘડીનું સુખ કહીંયે છે નહિ॥ તે માટે આપણ જો એ બાલકને મારીયે ॥ તો એ મિત્ર વલી બે દાઢા રહે ॥

પછે સ્ત્રીએ કહ્યું જે વારૂ ॥ એમ કીજે ॥ ત્યારે તે બાલકને વિષ દીધું અને બાલકનું શરીર છુટું ॥ પછે વાહાણું થયું ॥ ત્યારે પેલે મિત્રે સાંભલ્યું જે એહના બાલકનું શરીર છુટું ॥ પછે મિત્ર તે ગામ જાતો અટકયો અને મિત્રે વિચાર કીધો જે રાત્રીએ બાલક રૂડો હતો તે કયેમ મરી ગયો ॥ ત્યારે તેણે બાલકનું શરીર જોયું તે વિષ દીધું દીઠું હવે વિષ દીધું હોયે તે અને સર્પે કરડીયો હોયે તે ત્રણ્ય દાહા લગણ તેહનો જીવ તાલુએ રહે છે ॥ એહવું જાણીને સર્પના માથાની મણી તે મિત્ર પાસે હતો તે ધોઇને તે પાણી બાલકને માથે છાંટયું મોહડામાંહે ઘાલ્યું અને બાલક જીવતો થયો ॥ પછે પેલો મિત્ર કહેવા લાગ્યો ॥ જે હું કહીંયે નહીં જાઉં ॥ પછે સદા એ બે સ્નેહી એકઠા રહ્યા ॥ એહનું નામ વ્યસન સ્નેહ ॥ જેહને વ્યસન સ્નેહ હોયે છે તે બેહુના કાલજ વિંધાયે છે ॥ કહીંયે છુટે નહિ એહવી ગાંઠય પડે છે ॥ અને સ્નેહી જ્યારે વેગલો થાયે છે ત્યારે તેહનું કાલજ્ય તણાંયે છે ॥ તેણે કરીને ઘણી પીડય થાય છે ॥ તે રહેવાતું નથી જીવ આકુલો થાયે છે ॥ પણ વિરહ અગનીએ કરીયને જેહનું કાલજ દાઝે છે ॥ તે ઘણું દુઃખાયે છે ॥ વલી વ્યસન સ્નેહની ઉપમા કહું સાંભલ જ્યેમ જલને અને મીનને સ્નેહ છે જે જલમાંહે મછનહી તે જલ વણશે ॥ અને જે મછ જલમાંહે નહિ ॥ તે મછ વણશે ॥ પણ બેહુંને સરખી પ્રીત કહીં હોયે નહી ॥ જો હોયે તો તે જીવ નહી ॥ વલી જેહવી પ્રીતી દૂધને ને જલને છે ॥ દુધને જ્યારે ઉકાલે છે ॥ ત્યારે જલ પોતે બલે છે ॥ અને દૂધને રાખે છે ॥ અને દુધ ઉભરાઇને અગ્નિને ઓહોલવે છે ॥ જેહને એહવો સ્નેહ હોયે છે ॥ તે લગારે વેગલા રહેતા નથી ॥ જો રહે તો તે ઘડી દોહિલી થાયે લગારે વેગલા રહે તો શું થાયે ॥ તે કહું સાંભલ ॥ દૂહા રીતે ચાલું ॥ ઘસહું વાહાલા તણી મુજ ભીડય ॥ કહો આગલ વેદના કહું માહરા કાલજમાંની પીડય ॥ વાહાલા વહેવહે થઈ શુદ્ધિ નહી લગાર ॥ કેહીપેરે વાહાલો મલે ત્યાંહાં શો કરૂં ઉપાયરે ॥ ગતિ ગઇ રતિ વિસરી સઘલે દેખું રાન ॥ ભુખ તૃષા નિંદ્રા ગઇ લાજ કુળ અભિમાન ॥ પંજર માંથી પ્રગટે રોમરોમ મુજ જાલ ॥ નયણે દેખું વાહાલમો તો ઓહોલાયે તે ઝાલ ॥ વાત ॥ એ વ્યસન સ્નેહ વલી શ્રી પંચ-ધ્યાઇમાંહે કહ્યું છે ॥ અંતર ધ્યાન લીલા સમે ॥ શ્રી ગોપીજીનૂં વચન તે ॥ શ્લોક ॥

અટતિયદ્ભવાનન્હી કાનનમ્ । ત્રુટિર્યુગાયતે ત્વામ પદશ્યતામ્ ॥
એ શ્લોકનો અર્થ શ્રી ગોપીજીને ઠાકુર સાથે ઘણોં સ્નેહ છે ॥
તે માટે ભ્રમે જાણે છે ॥ જે ઠાકુર અહ્મારે પાસે તો છે ॥
એહવું જાણીને શ્રી ગોપીજી બોલ્યાં ॥ જે પ્રાણનાથ તમે દિવસે
વનમાંહે પધારો છો ॥ ત્યારે અહ્મને ત્રુટિજે દ્વાવ્યકો જે નિમેષ
તે અહ્મને યુગ સમાન થાયે ॥ ત્રુટિ ત્રુટિએ ૬૦ ત્રુટિ એકપલ થાયે અને
॥ સાઠ પલે એક ઘડી થાયે અને ॥ ૬૦ ઘડીયે અહોરાત્ર થાયે
અને ॥ નિમેષ જો જુગ સમાન થાયે તો બીજું શું કહીંયે ॥
એહનું નામ વ્યસન સ્નેહ ॥ બીજા પ્રકાર ઘણા છે ॥ એ
આશ્રય કરી જાણજો એહવે એક અદ્દભુત વ્યસન સ્નેહની વાત
કહું છું તે સાંભલ ॥ પણ તુહને સાંભલતાં ભ્રાંત ઉપજશે
અને હીયે દોષ આવશે ॥ તે આવવામાં દેઇશ ॥ પણ એ વાત
નહિ કહું ॥ રહેવા દીજે ॥ શાં માટે જે તુહને કદાચિત્ત દોષ
નાવ્યો ॥ પણ બીજા કોયે સાંભલે તેહને દોષ આવે ॥ તે માટે
નહી કહું ॥ પછે માહાવદાસ બોલ્યા જે ॥ તે પ્રકાર સર્વથા
મુહને કહયો જોઇએ ॥ હું તો દોષ નહિ આણું ॥ એતો કૃપા
કરીને કહેવું ॥ પછે મોટાજી બોલ્યા ॥ જેહને પરસ્પરે પૂરણ
સ્નેહ કે જો ડગાવ્યોડગે નહિ ॥ કલ્પમાંહે વૃક્ષ તે આંબાનું
નામ છે અને આનંદ તે વૃક્ષનું નામ છે ॥ અને તે આનંદ
રૂપીઆ કલ્પ વૃક્ષ ઉપર બેહુ સ્નેહી આવીને બેઠા છે ઉત્તમ
ઠામ જાણીને અને મુલે બીજ હતું તે તો હેઠું રહ્યું ॥ અને
તે બેહું સ્નેહી તે તો કલ્પ વૃક્ષ ઉપર ઉંચા બેઠા છે ॥ હવે
કોઈ એક ઈહાં દોષ દેખશે ॥ જે બીજ જે માહા વાકય તે
તો હેઠું રહ્યું અને સ્નેહી બેહું આનંદ વૃક્ષ ઉપર ચઢયા છે ॥
એહનું અઘટતું દીસે છે ॥ એહવું કહેશે ત્યાંહાં પ્રકાર કહું
તે સાંભલ ॥ જે આંબાનૂં બી વાવે છે તેહવું રહેતું નથી તે
બીજનો માહારસ થાય છે અને તે માહારસ કલ્પ વૃક્ષમાંહે
ઉંચો ચઢે છે ॥ અને કલ્પ વૃક્ષની જલ તે પેલા બેહું સ્નેહી
ઉપરથ આવીને રહે છે તે ડાલમાંહે સઘળે બીજનો રસ થઈ
ને પ્રસરે છે ॥ પછે તે રસ પૃષ્ટિ થાય છે ॥ પછે ત્યાંહાં
ફલ થાયે છે ॥ અને પુષ્ટિ રસનૂં ફલ તો શ્રી પુરૂષોત્તમ છે ॥
પછે તે ફલમાંહે માહા ઉત્તમ રસ ભરાયે છે ॥ હવે તું
કહીશ જે પુષ્ટિનું ફલ તો ઠાકુર છે ॥ અને ઠાકુર તો સદા
રસ ભર્યા જ છે ॥ તો કયેમ કહ્યું ॥ પછે તે ફલમાંહે રસ
ભરાયે છે ॥ એહવું તો કહીયે જો વાહાલો હોયે ॥ ત્યાંહાં

રસ. ૩૮

કહ્યું તે સાંભલ ॥ જ્યેમ ભગવદી સદા આનંદી છે અને તે આનંદ નાભિકમલમાંહે રહે છે ॥ તે કમલમાંહે આનંદ રસ ભરયો છે ॥ અને બીજા કાંમ માહે મન જાયે છે ॥ ત્યાહરે તે કમલ મલે છે ॥ ત્યારે આનંદ તે કમલમાહે જઇને સુએ છે ॥ લૌકિકમાંહે જાત્ય જાત્યને વેર છે અને અલૌકીક માંહે જાત્ય જાત્યને પ્રીત છે તે માટે કમલમાંહે તે આનંદ સુતો છે અને બીજા કોએક બે સ્નેહી અને આનંદ આનંદને તો એક જાત્ય માટે પ્રીત છે અને પેલો એક ભગવદી આનંદી છે તે બે સ્નેહી છે ॥ આનંદ ભર્યા બીજા તેહને પાસે જાયે ॥ ત્યારે પેલા બે સ્નેહીને ઘણુંજ વાહાલો લાગે એક જાત્ય માટે ॥ પછે પેલા સ્નેહી આનંદને દેખીને પછે ભગવદી જે બેહું સ્નેહી પાસે ગયો છે ॥ તેહનો જીવ ઘણો પ્રસન્ન થાયે છે ॥ અને જીવ તે મનને કહે છે ॥ અને મન તે કામને કહે છે ॥ પેલા આનંદને જગાડવાને કાજે ॥ અને કામ તે આનંદને જગાડે છે ॥ પછે તે આનંદ રૂડીપેરે જાગે છે ॥ તારે પેલું કમલ તે ફુલે છે ॥ પછે ત્યાંહાં થકો આનંદ અંગે આવે છે ॥ જ્યેમ ઉત્તમ દીવો છે ॥ અને કશાક પાત્રમાંહે ઘાલીને ઢાંકણું દીજે ત્યારે બાહાજ્ય તે દીવો જણાયે નહી ॥ પણ પાત્રમાંહે તો સ્નેહ ભર્યો છે ॥ જે સ્નેહ એહવું ઘી તેલનૂં નામ છે પછે તે દીવાને કાંઇક કાજ માટે પાત્ર-માંહે થકો કાઢે છે ॥ ત્યારે સઘલે ઘરમાંહે ઉદ્યોતકાર કરે છે એમ આનંદ જાગીને સર્વાંગ વ્યાપે છે ॥ ત્યેમ ઠાકુર સદા આનંદ ભર્યા છે ॥ પણ એ દ્રષ્ટાંતને પ્રકારે કરીને સર્વરીતે જાણજો ॥ જે એમ આનંદ સૂએ છે ॥ અને એમ જાગે છે ત્યેમ ઠાકુર તે સદા આનંદ ભર્યા છે ॥ તેહને પાસે જઇને બેઠા ત્યારે તે બેહુ સ્નેહીને આનંદ ઘણો ઉલટયો છે ॥ અને ત્યારે ઠાકુરને અંગે અંગે આનંદ વાંધે છે ॥ ઘણું પ્રસંન થાય તે માટે હવે કલ્પ વૃક્ષના જે ફલ તે માંહે એણે પ્રકારે રસ ભરાયે છે ॥ મુલ બીજ એક વાવ્યું હતું ॥ તેહના એટલા પ્રકાર થયાં ॥ ભાવ તે ઘણો ઉંડો છે ॥ ઉંડી દ્રીષ્ટે વિચારી ને જો જો ॥ તે માટે બેહુ સ્નેહી ઉપર અને વચ્ચે ઠાકુર છે તો કયાંહાથકા ઠાકુર વેગલા દીસેં પાસેજ છે ॥ એહવી દસા આવે ત્યારે ઠાકુર પોતે સાક્ષાત સંબંધ કરાવે ॥ પણ પેલું ભગવદી ના સંગ વિના એ દસા આવે નહી ॥ જયેમ નીશાલીયાં ભણે છે તે દ્રષ્ટાંતનો પ્રકાર વીચારવો ॥ પણ જેહને એ વિરહ દિસા નહી આવે અને તે દેખાવેશે પોતે જો આચરે તો તેહને કુંડ

પછે દેખા વેશનો પ્રકાર કહું એક વૈષ્ણવ શ્રી યમુનાજીને તટે બેઠો છે ।। અને ત્યાંહાં ઘણાં એક મચ્છ તરતા દીઠા ત્યારે મનમાંહે એહવું આવ્યું જે શ્રી કૃષ્ણને કાને મચ્છને આકારે કુંડલ છે ।। જે કુંડલ સરખો મચ્છ હોયે તો જોઉં ।। ત્યારે મચ્છ ઘણાંક ઝાલીને પાત્રમાંહે ઘાલ્યાં ।। અને ધ્યાંને કરીને શ્રી કૃષ્ણને આગલ ચિતવીને એક મચ્છને ।। કુંડલ ઉપર ધરવા ગયો ।। તાહારે આગલ અટક્યો ।। અને પોતે આંખ ઉઘાડીને જોયું તાહારે ।। જેહવું સ્વરૂપ ધ્યાને વિચાર્યું હતું તેહવું સ્વરૂપ આગલ દીઠું ।। ત્યારે આશ્ચર્ય પામ્યો ।। અને દંડવત કીધો ।। ઘણુંજ મન પ્રસંન થયો ।। ત્યારે સ્વરૂપે કહ્યું જે જ્યેમ કરતો ત્યેમ કર ।। ત્યારે વલી એક મચ્છ સાક્ષાત કુંડલ ઉપર ધર્યો ।। પણ કુંડલ સરખો તે નહિ તે વલી નાંખ્યો ।। અને તેમજ મરી ગયો ।। એણે પ્રકારે મચ્છને જુએ અનો કુંડલ સરખો નોહે ।। તેહનો નાખી દે તે મરી મરી જાયે પણ પેલાનું મન ઠાકુર સાથે વેંધાનું છે તે જાણતો નથી તે એમ ઘણાં એક મચ્છ જોઈ જોઇને નાંખ્યાં ત્યારે બીજા કો બે જણા કોએક તે પાસ આવીને ઉભા રહ્યા અને તે બેહુ માંહે બોલ્યા જેએ તો વૈષ્ણવ રૂડો જાણ્યો હતો અને આ જુઓને મચ્છને મારે છે હવે તે બેહું જણે પેલા વૈષ્ણવ મચ્છ મારતો દીઠો ।। પણ તેણે શ્રી કૃષ્ણ દીઠા નહી ।। પછે તે બેહુ માંહે એક જણો તે દોષ ધરીને નગરમાંહાં જઈ અને લોક માંહે તેહની નિંદા કરવાં લાગ્યો ।। અને તેહનો સાથી બીજો હતો ।। તેણે વિચાર કીધો જે એતો વૈષ્ણવ રૂડો છે ।। તે માટે એજે કરતો હશે ।। તે રૂડું કરતો હશે વલી જે વિચાર્યું જે એ કરે છે તોહું એ કરૂં ।। પછે વેગલો શ્રી યમુનાજીને તટે જઇ અને મચ્છ ઘણાં એક ઝાલીને ત્યાંહાં બેઠો ।। અને પેલો વૈષ્ણવ જેમ મચ્છને ધરતો હતો તેમ ધરી ધરીને નાખવા લાગ્યો અને મચ્છતે પેલા મરતા જાયે ।। એમ કરતાં કોએક સાધુજન ત્યાંહાં આવ્યો ।। તેણે તે સર્વ પ્રકાર દીઠો ત્યારે તેણે વિચાર્યું જો એ તું અધર્મ મા કરય ।। પછે પેલે કહ્યું જે પેલો વૈષ્ણવ ઉત્તમ છે તે મેં એમ કરતો દીઠો ।। તે મેં જાણ્યું જે એ રૂડુંજ કરતો હશે ।। તો હું એ કાંન કરૂં તે માટે હું એ કરતો હતો ।। પછે પેલે સાધુજને કહ્યું તે વૈષ્ણવ એમ શા માટે કરતો હતો ।। તે તેં જાણ્યું છે ।। ત્યારે પેલે કહ્યું જે ।। તે તો હું સમજ્યો નહિ ।। પછે પેલા સાધુજને કહ્યું

રસ-
૩૯

જે એમ કીજે નહી ॥ જે કીજે જે તો સમજીને કીજે ॥ પણ દેખાવેશ કીજે નહી ॥ તે વૈષ્ણવનો પ્રકાર જગદીશ જાણે કે તે જાણે ॥ પણ આપણુ દેખાવેષ અણુસમઝી વાત કીજે નહિ ॥ અણુ સમજી વાત કીજે ત્યાંહાં દોષ ઉપજે ॥ તે માટે એટલા મચ્છ માર્યા ॥ એ તે ભુંડું કીધુ ઉઠ રહેવા દે એમ કહ્યું જે તે પછી ઉઠી ગયો ॥ તે માટે પેલા વૈષ્ણવે બે સ્નેહી જે કલ્પ વૃક્ષ ઉપર બેઠા છે ॥ તે બેહુને પાસે એણે પ્રકારે ઠાકુર છે પણ તે ઠાકુરને તે બેહુ સ્નેહી દેખે પણ બીજો કો એદેખે નહી બીજા લોક તે તેહની નિંદા કરે તે માટે સાધુજને ઉત્તમ વૈષ્ણવની દેખાવેશ ન કરીવી ॥ અને નિંદા ન કરવી નિંદા તે અભિમાનની દાસી છે તેહ જેહની નિંદા કીજે ॥ તેહના સકલ દોષ લાગે તે માટે નિંદા ન કીજે તે માટે એ વ્યસન સ્નેહનો પ્રકાર ॥ શ્રીજી કાશ્મીર પધાર્યા હતા ॥ ત્યારે મારગને વિષે ચાલતા એકવાર ઘોડે બેઠાજ શ્રીજીએ વ્યસન સ્નેહની વાત કહી ત્યાંહાં હુંએ પાસે હતો ॥ ત્યાંહાં વાટે સુરદાસનું એકપદ કહ્યું ॥ વ્રજની ભાષાએ ॥ વિકાની સુખકી સુસકાિન ॥ એ કીર્તનને સમાપ્તે કહ્યું છે જે જ્ઞાતિ અભિમાન લોભ મદપતિ પરીજન પહિચાની ॥ પછે વલી સુર-દાસનું એકપદ કહ્યું મેરેજીય એસી આય બની એકીર્તનને સમાપ્તે કહ્યું છે ॥ સુરદાસ પ્રભુતિહારે મિલનકું ॥ તજીજાત અપની ॥ ત્યાંહાં શ્રીજીએ કહયું જો એ તો જાત્ય તજી ॥ તે તો જાણીને તજી ॥ એ કેવલ સ્નેહ નહી ॥ અને પહેલું કહયુ ત્યાંહાંતો એમ કહયૂં જે જ્ઞાતિ અભિમાન લોભ મદ પતિ પરીજન પહેંચાની એ સઘલા વાના કયારે ગયાં તે જાણયાંજ નહી ॥ પછે કહયૂં જે એહવો પ્રકાર કયાંહાં છે પછે ત્યાંહાં વિષ્ણુદાસ ગઢવીએ દૂહો કહયો તે દુહો પ્રેમ ભુજંગે જે ડસ્યો તાહિ મંત્ર ન માનેકોય ॥ નાથ વિયોગીની નાજીયે જીવે તો બાવરી હોય ॥ એહવી વાત ઘણી કહી હતી ॥ તે મેં સાંભલી હતી ॥ પણ સંક્ષેપે જ કહું છું ॥ એ આશ્રા ઉપર જાણજો એ વ્યસન સ્નેહનો પ્રકાર ॥ અને વ્યસન સ્નેહી લગારે વેગલો થાયે છે ॥ ત્યારે સૂં થાયે છે ॥ તે કહું સાંભલ ॥ વ્યસન સ્નેહી લગારે વેગલો થાયે છે ॥ ત્યારે કશીયે શરીરની સુધ્ધિ રહેતી નથી ॥ એ વ્યસન સ્નેહની અવસ્થા શ્રી ગીત ગોવિંદ માંહે દસમી અષ્ટપદીને વિષે કહી છે તે વચન ચલતી વિપન વિના ને તજતિ ઝટતિ ધામ લુઠતિધરનિશયને બહું વિલપતિતવ

નામ (૧) એ વચન મધ્યાજીએ ઠકુરાણીજી પ્રત્યે કહું છું ॥ જે ઠાકોરની અવસ્થા આહવી છે ॥ ક્ષણેક વિપિન જેવન ત્યાંહાં દ્રુમ છે ત્યાંહાં રહે છે અને મુર્છા આવે છે અને લલિતધામ જે અતિ સુંદર છે કુંજગ્રહ ત્યાંહાં પધારે છે અને વલી મૂર્છા આવે છે અને મુર્છા ટળી એટલે તે ઘર મેહેલીને ઝટિતી કહેતા ઉતાવલા બાહેર પધારે છે અને વલી ત્યાંહાં મુર્છા આવે છે ॥ અને ધરણીને વિષે સૌયા રચી છે ॥ તે ઉપર મુર્છા આવે છે ॥ અને મુર્છા વસથકા ત્યાંહાં લોટે છે પણ તમ લગણ અવાતું નથી ॥ અને મુખે વારેવારે તમ્હારા નામનો જાપ્ય કરે છે ॥ એ શબ્દાર્થ ॥ એ તે વ્યસન સ્નેહ એહવા પ્રકાર શ્રી ગીત ગોવિંદમાંહે ઘણાં છે ॥ પણ એણે પ્રકારે જાણજો ॥ વલી વ્યસન સ્નેહનો પ્રકાર કહું તે સાંભલ ॥ ચોપાઇ ॥ વાહાલો જ્યારે ઉઠીં જાયે ત્યારે જીવ ઘણું અકુલાયે (૧) એહવી મુહને ટેવજ પડી ॥ વાહાલા વિના ન રહેવાયે ઘડી ॥૧॥ ક્ષણુંજો વાહલો વેગલો રહે ॥ વાધ્યે આગ કાલજડે દેહે ॥ અંગે અંગે ચાલે ઝાલ ॥ આવ્યો જાણે પ્રલય કાલ ॥ ૨॥ કાલજય બલે ન દીસે બાહાર કસે સૂખ ન થાયે લગાર જીવ કાંઇએ ન ધરે ધીર જાણીયે મહેલસે શરીર ॥૩॥ આગલ વાહાલો બેઠો એમ તે હૈયામાંહે આવે કયેમ ॥ લોહી બલેને સુકે દેહ તેહેને કહીયે વ્યસન સ્નેહ ॥૪॥ ચૌક્ષરા ॥ ઘાલું એહને આંખમાંહાં કેહું પેસું એહમાં ॥ એમ જીવ થાયે આકુલો તે વ્યસનમાહા લેવાહ (૧) પાસે બેઠો વાહાલમો અને જાણે વેગલો કાય જીવ મન નહી હાથમાં ગયો વાહાલાને અંગમાંહાં ॥વાત॥ એ વ્યશન સ્નેહનો પ્રકાર ॥ એહવા પ્રકાર ઘણાં છે આશ્રા ઉપર જાણજો ॥ હવે તનમ્ય સ્નેહનો પ્રકાર ॥ કહું તે સાંભલ જ્યારે વ્યસન સ્નેહ રૂડીપેરે ઉપનો ॥ તનમ્ય સ્નેહ તે શું ॥ તે કહું તે સાંભલ જ્યારે સ્નેહી પોતાના શરીરમાંહે આવીને રહે ॥ બેહુનૂં એક સ્વરૂપ થાયે ॥ પોતાની દેહ વિસરી જાયે ॥ ત્યારે તન્મય સ્નેહ ઉપજે ॥ શ્રી દસમસ્કંધ માંહે શ્રી પંચાધ્યાઈ ને વિષે તન્મય સ્નેહનો પ્રકાર કહ્યો છે ॥ તે શ્લોક ॥

તન્મનસ્કાસ્તદાલાપાસ્તદ્વિચેષ્ટાસ્તદાત્મિકા ।

તમેવનિત્યગાયંત્યોનાત્માગારાણી સસ્મરુઃ ॥ (અધ્યાય-૩૦)

એહનો અર્થ ॥ શ્રી પંચાધ્યાઇને વિષે અંતર ધ્યાન લીલા સમે શ્રી ગોપીજી ઠાકુરને અહરાં પહેરાં જોઇને આવ્યાં ॥ પણ ઠાકુર દીઠાં નહિ ત્યારે એકેઠામ રહીને ઠાકુરનું ધ્યાન માંડયું ॥ તે સમયનો શ્લોક ॥

સ-
૪૨

તન્મનરુકાકહેતાં મન તે ઠાકુરમાંહે ભળી ગયું છે ॥ આલાપ જે બોલવું
તે ॥ તે નામનુંજ ॥ અને વીચેષ્ટાજ ભળાં ॥ આચરણ પણતેના
નામનુજ આત્મા તે માંહેજ મગ્ન થયો છે ॥ આત્મા એહવું શરીર
નું નામ છે ॥ ધૈર્યનૂં નામ છે ॥ જીવનનું નામ છે ॥ સ્વભાવ
નું નામ છે ॥ જગદીશનું નામ છે ॥ આત્મા સર્વએક થયો ॥
અને તેહના ગુણનો ઉચ્ચાર કરે છે ॥ એણે પ્રકારે દેહ અને
ગ્રહકાર્ય એ સર્વ વિસરી ગયા ॥ શ્રી કૃષ્ણ સ્વરૂપમય થયાં ॥
વળી ત્યાંહાં કહે છે શ્રી પંચાધ્યાઇને વિષે કૃષ્ણોહં પશ્યતગતિ
લલિતામિતિ તન્મનાઃ ॥ એહનો અર્થ ॥ શ્રી ગોપીજીએ વચન
કહ્યું છે ॥ હું કૃષ્ણ છું અને હું જે જે ભાંત્યની ઉત્તમ
ભકિત કરૂં અને જે જે લીલા કરૂં તે તહ્મો જુઓ ॥ ઇહાં હું
શ્રી કૃષ્ણ છું એહવુ તો કહ્યું ॥ જો એક સ્વરૂપ થયું ॥
તન્મય સ્નેહનો પ્રકાર શ્રી ગીત + ગોવિંદને વિષે ॥ આઠમી
અષ્ટપદીમાંહે કહ્યું છે ॥ તે વચન ॥ ધ્યાંનલયેનપુર ॥ પરિકલ્પ
ભવંતમતી વદુરાયમ્ વિલપતિ હસતી વિષીદતિ રોદતિ ચંચતિ મુચંતિ
તાપ ॥ એહનો અર્થ ॥ શ્રી સખ્યાજીનૂંવચન ઠાકુર પ્રત્યે શ્રી
સ્વામીજીની અવસ્થા કહી છે ॥ એહનો શબ્દાર્થ લખતો નથી
ગ્રંથ વાધે તે માટે જાણીલેજો એ તન્મય સ્નેહનો પ્રકાર ॥
એહવા પ્રકાર ઘણા છે આશ્રા માત્રે કહું છું ॥ તે સાંભળ ॥
સવાયો ॥ સુખદૂઃખ જાણે નહિ ॥ ભોજન તો ભાણે નહિ ॥
સ્નેહીને વિખાને નહિ ॥ મનધરી મોહને વિસરી દેહની ગતિ
ન જાણે કાંઇ અવગત્ય ન કરે કેહની સંગત્ય જાણે નહિ મોહને
કાંઇ બોલવાને જાયે ॥ ભ્રમ તે ન વરજાયે પછે ન માલ જાયે
જ્યારે જાણે મોહને એહદિશા આવે ક્યારે તન્મય થાયે જ્યારે
સુખનિધિ પાંમે ત્યારે સૂંકરે તે મોહનો ॥ વાત એ સવાયા ॥
માહે તન્મય સ્નેહનો પ્રકાર આશ્રા માત્ર કહયો છે અને જો
વારૂં મલે સમુઝાયે ॥ નહિ તો દોષ જોશો માં ॥ ઉંડી વાત છે
ભાવ ઉંડો છે ॥ મનનું મનમાંઝ સમજીએ પણ મોહોડે કહે
વાયે નહી ॥ એમ જાણજો હું સમજયો નહિ ॥ પણ ખોટું તે
નહી જ હોયે ॥ એ મેં નથી કહ્યું ॥ એતો શ્રીજીએ કહેવ-
રાવ્યું છે ॥ અને મેં કહ્યું છે ॥ અને એ સવાયાંમાંહે કહ્યું
છે ॥ સ્નેહીને વિખાણે નહી મન ધરી મોહને એમ કહ્યું તે
શા માટે ॥ તે કહું સાંભળ ॥ જે તન્મય સ્નેહી હોયે છે ॥
તેહને પરસ્પરે શરીર તે બે હોયે છે ॥ તે શરીર બે દીસે
છે ॥ પણ જીવ તે એક હોય છે ત્યાંહાં દ્રષ્ટાંત આદિ પુરાંણે

એહવે નામે સંસ્કૃતે એ ગ્રંથ છે તે માંહે કહ્યું છે ।। શ્રી કૃષ્ણ અર્જુન પ્રત્યે તે શ્લોક અહંતા ગોપિકા પાર્થતાસુ સ્વય મહંભુવિ ઉભસ્યોતનુ ભેદોસ્તિ પ્રાણભદોન સંશય ।। એ શ્લોક માંહે શ્રી કૃષ્ણે એમ કહ્યું છે હે પાર્થ હે અર્જુન ।। હું તે શ્રી ગોપીજી અને શ્રી ગોપીજી તે હું અમારે શરીરનો ભેદ છે પણ પ્રાણનો ભેદ નથી જીવ તે એકજ છે ।। ઇહાં સંદેહ નહી ।। એહવું કહ્યું તે માટે જો એકજીવ છે ।। તો શું વખાણે અને વખાણેતો સ્નેહ આછો થાયે ।। ત્યાંહાં દૂહો છે વ્રજની ભાષાએ ।। સજડ વેલી પ્રેમકી સીંચત હી કુંમલાય ।। થડ કાટે ફુલ ઉગવે ફુલ કાટે જડ જાય ।। એહનો અર્થ સ્નેહ જે સ્નેહી તેહને કહ્યું છે એઉ પ્રેમનો વેલો છે તેહને જયેમ જયેમ સીંચીયે કહેતાં જે વખાણીયે ત્યેમ ત્યેમ પ્રેમનો વેલો તે કરમાય કહેતાં જે પ્રેમ ઓછો થાયે તે માટે જો થડમાં થકો કાઢીયે કહેતા જે સમાધન અને વખાંણવું એ થડમાં થકી જે કાઢી નાખીયે તો ફુલ ઉગે ।। કહેતાં જે સ્નેહનું ફુલ ।। જે અતિ સંતોષ ।। અતિ આનંદ તે ત્યાંહાં પ્રગટ થાયે ।। અને જો ફુલ કાઢે કહેતાં જો ફુલને કાઢે ફુલ ઉત્તમ ન નોહે તો જડ જાયે કહેતાં જે તે બેહુ સ્નેહી જડ માંહે થકા જાયે કહેતાં જે પડે શાં માટે જે સ્નેહ વિના વિભચાર ઉપજે ।। તે માટે કહ્યું જે સ્નેહીને વિખાણે નહી મન ધરી મોદને એહવા ભાવ તે ઘણાં ઘણાં ભાવ તે સમઝાશે ।। વલી એ સવાયામાંહે કહ્યું છે ।। સુખનીધિ પાંમે ત્યાહારે શું કરે તે મોદને ।। ઇહાં કેહનેક ભ્રમ ઉપજસે ।। જે એમ કાં કહ્યું ।। પણ એહના પ્રકાર જુદા છે ।। મોદ જે હર્ષ તે કાલજમાંહે પુર્ણ ભરાયે છે ।। અને સ્નેહી છે તે આનંદ સાગરે ભર્યો છે અને પોતાના કાલજયમાંહે ઠામ સાંકડો છે તે મોદ કેટલો એક માયે નહી અને સ્નેહી છે તે આનંદ પૂર્ણ છે ।। તે માહે પોતે જઈ અને મલે ।। ત્યારે પોતાના પેલા થોડાએક મોદને શું કરે તે માટે સવાયા ।। માંહે કહ્યું છે સુખનિધિ પામે ત્યાંરે શું કરે તે મોદને એહનું નામ તે તન્મય સ્નેહ એ દસમી માહાં દશા કહીયે તન્મય સ્નેહ પૂરણ થાયે તો દેહ પડે પણ ઇશ્વરપૂર્ણ થાવા દે નહી ।। નવ પ્રકાર ની ભક્તિ છે તે નવ નામ ।। શ્લોક શ્રવણ, કીર્તન, વિષ્ણો સ્મર્ણં, પાદ સેવન, અર્ચન, વંદનં, દાસ્યં, સખ્ય, આત્મ નિવેદન (૧) વાત એ નવધા ભક્તિ તે પ્રવાહ મર્યાદી છે ।।

અને શ્રી વલ્લભાચાર્યજીયે નવ પ્રકારની ભકિતનો એક માહાં રસ નિપાયો ॥ તે કિહો જે તેહનું નામ નવરત્ન ॥ હવે તું કહીશ જે ॥ નવ શ્લોક માંહે એ માહારસ આણ્યો ॥ તે શા માટે ત્યાંહાં કહયૂં સાંભલ ॥ શ્રી નંદજીને ઘેર નવલાખ ગાય હતી તેહનું જે કારણ તે કારણ નવ રત્નનૂં ॥ વલી નવ રત્નનો કારણ કહું ॥ નવ રસ છે જે માંહે ઠાકુરના નવ વિહાર રસ પ્રકાર છે તે માટે નવ શ્લોકની સંખ્યા ॥ વલી નવ નિધ છે ત્યાંહાં ઠાકુરની સકલ વૈભવ સામગ્રી છે ॥ અને સ્નેહના નવ રંગ છે અને ઠાકુરના રમણ માહે નવ રંગ છે નિત્યે નવે નવે રંગે રંગે તેહનૂં નામ નવરંગ રમણ ॥ મોરપિંછમાંહે નવ રંગ છે નવ પ્રકારનાં શ્રી ગોપીજી છે અને ભગવદીને નવ પ્રકારની ભકિત છે તે કહી પ્રથમ રાજસી તામસી ભકિત (૧) બીજી રાજસ સાત્વિક ભકિત (૨) ત્રીજી રાજસી ભકિત (૩) ચોથી તામસ રાજસી ભકિત (૪) પાંચમી તામસ સાત્વિકી ભકિત (૫) છઠ્ઠી તાંમસ તામસી ભકિત (૬) સાતમી સાત્વિક રાજસી ભકિત (૭) આઠમી સાત્વિક રાજસી ભકિત (૮) નવમી સાત્વિક સાત્વિકી ભકિત (૯) એ નવ પ્રકારની ભકિત ॥ એહવા નવના પ્રકાર ઘણાં છે ॥ તે લખીયે તો ગ્રંથ વાધે ॥ તે માટે શ્રી વલ્લભાચાર્યે નવ રત્ન ગ્રંથ પ્રગટ કીધો ॥ તે માંહે સર્વાત્મ નિવેદનનો પ્રકાર કહયો છે ॥ જે નવ રસનો એક માહારસ શ્રી વલ્લભાચાર્યે ઉપજાવ્યો ॥ એ રસનો સ્વાદ લીધો હોયે તો પ્રથમ પ્રેમ સ્નેહ ઉપજે ॥ પછે તે થકી અધિક આશક્ત સ્નેહ ઉપજે પછે તે થકો અધિક તન્મય સ્નેહ ઉપજે ॥ જ્યેમ દેહ માંહે કુમાર પૌગંડ કિસોર અને યોવન એ જ્યેમ પ્રગટે છે ત્યેમ એ સ્નેહ પ્રગટે એક એક પે અધિક રસ એતે ચોથો સ્નેહ ॥ તેહનું નામ તન્મય સ્નેહ એ થકી બીજો પ્રકાર છે નહી ॥ ઠાકુર સરખો તે જીવ થાયે તે એ થકી ઉત્તમ બીજું શું છે ॥ એ તન્મય સ્નેહનો પ્રકાર ॥ હવે માહાવદાસ પુછે છે ॥ જે શ્રી પુરૂષોત્તમ એહવું સુખ તો આપે ॥ જે રીઝેતે માટે ॥ શ્રી પુરૂષોત્તમને કયેમ રીઝાવીયે ॥ તે ઉપાય સીખવો પછે મોટાજી બોલ્યા જે પુરૂષોત્તમને રીઝાવાનો પ્રકાર ॥ શ્રી પુરૂષોત્તમ જો હૃદય કમલમાંહે આવીને બેસે ॥ તો શ્રી પુરૂષોત્તમ સીખવે ॥ પણ મનુષ્યે કોણે સીખવાયે નહિ ॥ ત્યાંહાં દ્રષ્ટાંત કોએક બે બેહેનો હતી ॥ અને બડી બહેન તો સોલ વરસની છે અને નાહાની તે બાર વરસની છે ॥ બેહુ પરણી છે ॥

અને બેહુ બેહનો બેલડીએ વલગીને જાયે છે ॥ ત્યારે બડી બહેન નો સ્નેહી સાહામોં આવતો હતો ત્યારે બડી બહેને સ્નેહી ઉપર ઉતાવલી દ્રષ્ટિ નાખી ને તત્તકાલ પાછી વાલી લીધી ॥ ત્યારે કોએક એક બીજી સ્ત્રી તેહવીજ યૌવને ભરી સાહામી આવતી હતી તેણીયે તે સર્વ જાણ્યું જે પેલી સ્ત્રીએ સ્નેહી ઉપર કોમલ પ્રેમ દ્રષ્ટિ નાંખી તેંણીયે કયેમ જાણ્યું તે કહૂં ॥ બેહું જાણતાં છે ॥ અને બેહુને હૈયે કંદર્પ સરખોજ છે તે સર્વ પ્રકાર વિચાર વિવેક ચતુરાઈ ભાંત્ય ભાંત્યના હાવ ભાવ ઉકત પ્રત્યુકિત લઘુ લાઘવી વિદ્યાધણીને રીઝવાનો પ્રકાર બીજા ભાંત્ય ભાંત્યના રંગના તરંગ ॥ બીજા અનંત ભાંત્ય ભાંત્ય ના રસના ભેદ એહવા એહવા ભાવ ને અનંત હૈયે બેઠા છે ॥ જે કંદર્પ તે સર્વ શીખવે છે ॥ કંદર્પનૂં ઘર તો નાંભિકમલ માંહે ॥ અને બેસવાનું આસન તે હૃદય કમલમાંહે ત્યેમ ઠાકુર જો હૈયે આવીને બેસે ॥ ત્યારે ઠાકુર તેહને સર્વ પ્રકાર સીખવે બીજે કોંણે સીખવાય નહી ॥ ન સિખવાય તે શા માટે ॥ તે કહું તે બેહુ બેહેનો બેલડીએ વલગી જાયે છે ॥ એની નાહની બેહેન બડી બેહેનના મોહાઢા સામું જોતી જોતી વાત કરતી જાયે છે પણ બડી બહેને સ્નેહી ઉપર પ્રેમ દ્રષ્ટિ નાંખી તે કાંઇ સમજતી નથી વાત કરતી જાયે છે ॥ કાં સમજતી નથી તે માટે પછે ઘેર ગયા પછી નાહાંની બેહેન બડી બેહેન ને પૂછવા લાગી જે તું મુહને એ પ્રકાર શીખવ જે ધણીને કયેંમ કરીને રીઝાવાયે ॥ શી શી વાત કીજે ॥ શા શા હાવ ભાવ કીજે ॥ ત્યારે બડી બેને કહ્યું તુહને હવણાં આણું આવ્યું છે અને તુ તો સાસરે જાઇશ ॥ તે માટે હવડાં ઉતાવલે કહેવાયે નહી ॥ તું સાસરે જઇ આવ અને પછે તુહને હું સીખવું ॥ બડી બેહેનના મનનો વિચાર તે એહવો જે હવહાં સમઝાસે નહી ॥ તો સું કહીયે અને સમજશે ત્યારે કહેવું લાગશેજ નહી ॥ તે માટે કાંઇ કહ્યું નહિ ॥ પછે તે નાહાની બેહેન સાસરે ગઇ ॥ અને બે વર્ષ ત્યાંહા રહી ॥ તે પાછી આવી ત્યારે એકસમે બેહુ બેહેનો ઘરમાંહાં બેઠી છે ॥ ત્યારે બડી બેહેને કહ્યું જે ॥ મુહને પેહેલું ધણીને રીઝવાનો પ્રકાર પૂછતી હતી ॥ તે સાંભલ જે તુહને શીખવું ત્યારે નાહની બેહેન તે નીચૂં જોઇને હસી ત્યારે બડી બેહેને કહ્યું જે તું હસે છે શું પુછતી કાં નથી ॥ તહીંયે સીખવારે આકુલી થતી હતી ॥ તો હવે કાં સીખતી નથી ॥ નાહની બેહેન તે હલવે હસેજ ॥ પણ કાંઈ કહે નહી

સ-
૪૬

શા માટે જે કંદર્પ શરીરમાંહે આવ્યો ત્યારે કંદર્પ સઘળી ચતુરાઈ ॥ ધણીને રીઝવવાની કલા ॥ બીજા ભાંત્ય ભાંત્યના હાવભાવ તે સર્વે શીખવ્યા ॥ તો હવે શું પૂછે ॥ જ્યારે કામ ભાવ હૈયે આવ્યો નોહે ॥ ત્યારે તે કહીયે તે સાંભલે ॥ જે પણ હૈયે આવે નહી ॥ શા માટે જે સમૂઝે નહી ॥ તે માટે કન્યા પ્રગટ થાયે છે ॥ ત્યારે પાંચ વર્ષ થકી નાભિકમલમાંહે કાંમ ॥ દ્રુમ વાવવાને અર્થે ક્યાલુ પ્રગટ થાય છે ॥ ને નવ વર્ષ લગણ ॥ દસમે વર્ષ કાંમદ્રુમનું બીજ વવાયે છે ॥ અગિયારમે વર્ષે કામદ્રુમનૂં મૂલ પ્રગટ થાયે છે બારમે વર્ષે કાંમદ્રુમના અંકુર ફુટે છે ॥ તેરમે વરસે નવ પલ્લવ થાય છે ॥ ચૌદમે વર્ષે ફુલ ॥ પંદરમે વર્ષે ફુલ ॥ સોલમે વર્ષે રસ ભરાયે છે ॥ તેજ કન્યાનો દેહ ॥ પણ એણે પ્રકારે કંદર્પ આવે છે તે સર્વ સીખવે છે ॥ ત્યેમ જો શ્રી પુરૂષોત્તમ હૈયે આવે તોતે સર્વ પ્રકાર સીખવે ॥ પણ બીજનું કાંઇ જોર નહિ અને ઠાકુર હૈયે તો આવે જો ભગવદીની કૃપા હોઈ ॥ તે માટે ભગવદીની કૃપાએ કરીને એ સમુઝાયે ॥ તે માટે ભગવદીની સંગત્યે રેહેવું ॥ અને અંતઃકરણનો મત અને વચનનો મત ॥ અને આચારનો મત એ ત્રણ્યેનો મત એકત્ર કરીને ઠાકુર સેવાકીજે ॥ સેવા તે ભયે થાયકે સ્નેહ થાયે ॥ ત્યેમ ગારડી સર્પની સેવા કરે છે ॥ ત્યાંહાં ભય છે ॥ અને વાહાલ છે ॥ ભય તે કીહાં તે સર્પને જાલવતો રહે છે ॥ અને બિહતો રહે છે ॥ જે રખે કરડે તે માટે તેહનું મન ત્યાંહાં લાગીને રહે છે અને જો મેહેલે તો ગારડી જીવે સેં એ કરીને સર્પ થકી જ જીવે છે ॥ અને ગારડી જો સર્પને જાલવે નહી તો ફૂંડું પડે અને જો સર્પને મેહેલી દે તોહે ફુંડું પડે તે માટે બેહુ વાંના જાલવીને રાખે છે ॥ અને સર્પનૂં દ્રષ્ટાંત તે શા માટે જે સર્પને પાસે વિષ છે અને અમૃત છે ત્યેમ ઠાકૂર પાસે બેહુ વાનાં છે ॥ તે માટે સેવા ભયે થાયે કે સ્નેહે થયે ॥ એ સંક્ષેયે કહ્યું છે ॥ એણે આશ્રે સર્વસમજી લેજો ॥ પછે કાંઇ અન્યાશ્રય થાવા દેવો નહિ અન્યાશ્રય તે મનમાંહાંજ હોયે છે ॥ સાક્ષાત શ્રી પુરૂષોત્તમ વિના બીજું સર્વ અન્યાશ્રય છે ॥ પણ સર્વ વાત તે મન ઉપર છે ॥ ત્યાંહાં એક પુરાણોક્ત શ્લોક છેનું વચન છે ॥ મન એવ: મનૂષ્યાંણાં કારણબંધ મોક્ષયો તે માટે મનમાંહે નાહનો મોટો અન્યાશ્રય હોયે ॥ તે સર્વ વિચારીને કાઢવો ॥ હવે મોટો અન્યશ્રય તે દ્રષ્ટે પડે ॥ પણ

નાહના અન્યાશ્રય દ્રષ્ટે પડતા નથી તે કહું ॥ જયેમ મહુર્ત જુએ છે ॥ જ્યોતિષ પંચાગ ગૃહાદિકને જુએ છે ॥ શકુન અપ-શુકન જુયે છે પક્ષી કાગ ગર્દભનું બોલ્યૂં વિચારે છે છીંક નો ભાવ વિચારે છે અને શકુનના ધણી દશે દિકપાલ છે ॥ શકુન માનિયે તો દિગપાલ દેવનો આશ્રો કીધો ॥ અપશુકન-ના ધણી અસુર છે એપશકુંનને અસુર આશ્રો થાયે ॥ છીંક માને ચંડીનો આશ્રો થાયે ॥ એહવા ઘણા પ્રકાર છે ॥ તે સર્વ અન્યાશ્રય ॥ એકવાર શ્રીજી રાત્રે બેઠકે બેઠા છે ॥ ત્યારે એક વાત કહી જે એક કોએકને ઘેર પરોહણો ગયો ॥ અને બે દાહા રહીને પોતાને ઘેર ચાલ્યો ॥ ત્યારે બીજે કહ્યું જે આજનો દાઢો રહો ॥ ત્યારે તે રહ્યો નહિ ગામ ચાલ્યો ત્યારે વાટે સાહામો ગધેડો બોલ્યો ॥ તે મનમાંહે અપશુકનનો ભાવ આવ્યો ॥ તે માટે પાછો વલીને પેલાને ઘેર આવ્યો ॥ અપ-શકુનનો સમાચાર સર્વને કહયો ત્યાંહાં શ્રીજીએ વલી કહયું જે ॥ એણે મિત્રનું કહયું તો ન માન્યું અને ગર્દભનું કહયું માન્યું તો તેહને શું કહીયે પછે વલી કહયું જે ॥ શકુન અને અપશકુન તેતો મનમાંહેજ છે ॥ જયારે ગામ ચાલવાનૂં મન થયું ॥ અને મનમાંહે આનંદ આવ્યો તો એજ શકુન તે આનંદ સરખી ઉત્તમ વસ્તુ છે જ નહિ અને તે આનંદ સાહામો આવ્યો ॥ ત્યારે બીજા અપશુકન તે શું કરે ॥ અને જો આનંદ મનમાંહે આવ્યો નહી ઉદ્વેગ આવ્યો તો એ જ અપશકુન ત્યાંહાં શુકન શું કરે ॥ અને કાજ કરવા ચાલ્યો અને આનંદ આવ્યો તો શુકનમાંનેને ચાલ્યો ॥ અને વાટે વિઘ્ન થયુ અને કાજ ન થયું ત્યારે ભગવદ ઇચ્છા જાણવી ॥ જે ઠાકુરને એમજ ગમ્યું ॥ પણ વાટે અપશુકન થયો તે માટે એમ થયું ન જાણવું ભ્રાંત ન આણવી ॥ વલી એહવા પ્રકાર ઘણાંયે કહ્યાં ॥ પણ હું સંક્ષેપે કહું છું ॥ તે માટે સૂક્ષ્મ અન્યાશ્ર યના પ્રકાર એહવા ઘણાં છે ॥ પણ તે એણે આશ્રે કરી વિચારી જયોજો ॥ હવે ઘણું સું લખીયે ॥ પણ ફેરી ફેરીને એજ કહીયે છે ॥ જે ભગવદી પ્રસંન થાય તેજ કરજો ॥ હવે ગ્રંથ સમાપ્ત કરે છે ચૌક્ષરા ॥ શ્રી ગોકુલવાસી માહાવે કહ્યું છે એ સાર ॥ રસિકજનને ગમતું સુખ પામવા નિરધાર ચૌપાઈ ॥ ઉંડી વાત કહી છે ઘણી ॥ સ્નેહરૂપ શ્રી વલ્લભતણી વિચારસેં મનમાંહે ઘણું દુઃખમાત્ર જાસે તે તણુ ॥ માહાવદાસે પૂંછું જયેમ કહ્યું મોટાજીએ ત્યેમ ॥ જયે છે શ્રી વલ્લભના

દાસ તેહને થાસો સુખ વાસ ॥ ૨ ॥ દુહા કીધો છે એ ગ્રંથ મોદ ધરી મનમાહાવે શ્રી ગોકુલકેરો કુંથ ॥ પ્રસંન થાયે જે થકી કીધો એ રસ સિંધુ ॥ શ્રી વલ્લભ ચરણુ પમાડવા ॥ ગાહો ॥ ભગવદી હરખે મનમાંહે એહવા ભાવ છે તે એ માંહે ॥ જો વિચારી માંહોમાંહે તો ઝીલે રસ સિંધુજમાંહે ॥ કુંડલીયો ॥ રસસિંધુએ તે સમુઝાયે ॥ જો હરિ વિરહી હોયે ॥ બીજા હરીજન છે ઘણાં પણ ઇહાં ન સમુઝે કોય ॥ ૧ ॥ ઈહાં ન સમુજે કોય તોહે કહું છું વલી વલી ॥ જ્યો જ્યો વારંવાર ॥ હરિજન સહું મલી મલી ॥ સાંકલીયો ॥ ધન્ય જે એ રસના રસીયા વસીયાં જે એ રસમાં ઉડાં ઉંડા ભાવ જાણે તે રૂડા રૂડા ॥ તે શ્રીજીના વાહાલા વહાલા તેહને સાધુ રસાલા રસાલા તે થોહા હોયે હોયે ત્યાંહાં શ્રીજી તું જોયે ॥ ચંદ્રાવલો ॥ હરીજન ઉપર ભારજ ધરીયે ॥ કરીયે તેહનો સંગ રસિકજનને અતિ સુખદાઇ શ્રીજીનાતે અંગજ કહીયે ॥ ઘડી ઘડીને વારણે જોયે જે કહેતે એકે મનધરીયે ॥ હરીજન ઉપર ભારજ ધરીયે જીવાહાલ્યમા જીરે ॥ સવાયો ॥ સાંભલજ્યો હરીજન સમસ્ત કહું છું હું વીનતી બે કર જોડી એ રસનો કોયે પારજાણે તે માંહે માહારી મત્ય થોહી ॥ શ્રીજીએ જયેમ કહ્યું ત્યેમ કીધું ॥ મૂહને કોયમાં દેસો ખોડી એ રસ સિંધુ વિચારી ને જો જો ॥ ભગવદી સહુ થઇએ સંગોડી ॥ ચોપાઈ ॥ મિત્ર માહારે છે મોટાભાઈ ભગવદી શિરોમણી રાઈ ॥ કૃપા તેહની છે મુહને ઘણી ॥ તો જાણ્યાં મેં શ્રી ગોકુલધણી ॥ મોટાજીજો પ્રસંન થયા તો શ્રીજીએ કીધી દયા ॥ તે માટે મેં કીધો ગ્રંથ ॥ સ્નેહ રીત્ય જાણવાનો પંથ ॥ એ રસ સિંધુને જે સમઝસે ॥ કૃપા તેહને શ્રીજીની હશે ॥ શ્રી ગોકુલવાસી માહાવદાસે કહ્યું જે શ્રીજીને પાસે ॥

ઇતી શ્રી મહાવદાસ કૃત રસ સિંધુ સંપૂર્ણ ॥

# રસાલય રસગ્રંથ

રસ એટલે ભગવદ રસ. અને આલય એટલે સ્થાન, પાત્ર. રસાલય એટલે રસનું પાત્ર એટલે ભગવદીઓ આ ભગવદીઓનું પાત્ર ખરેખર કેવું હોવું જોઇએ જેથી રસરૂપ ઠાકોર તેમના હૃદયમાં રમણ કરવા પાધારે ? તે માટે માહવદાસભાઇએ આ 'રસાલય' ગ્રંથ ઠાકોરની આજ્ઞા લઇ કર્યો છે.

એટલે આ ગ્રંથમાં ભગવદીઓના હીત સંબંધી વાત કહેવાય છે. ધર્મ સબંધી ચર્ચા તો ધર્મી વગર બીજું કોઇ સંભળાવે નહિ

માહવદાસભાઇ કહે છે કે ઠાકોરના સ્વરૂપને કોણ જાણે છે ? ઠાકોર જેટલું જતાવે તેટલું જીવ જાણે. પણ જીવે પ્રમાદમાં ન રહેવું. પણ મનથી વસ્તુ જાણવાના ઉપાયમાં રહેવુ

વ્યાપક દ્રષ્ટિએ બધા જ ધર્મો મહા પ્રભુજીના ચરણારવિંદ સબંધી છે. પણ ધરમ, ધરમે તારતમ્ય છે. ધર્મનો ટેક રાખવો જરૂરી છે. આ માટે અન્ય સબંધથી બચવું જોઇએ.

માહવદાસભાઇ કહે છે. ધર્મને રાખવા માટે ગમે તેટલા દુઃખ પડે પણ તે સહન કરવા જોઇએ અને આ માટે, ઘડાતા સોનાનું, વીંધાતા મોતીનું અને હાથી બાંધવાના ખીલાનું દ્રષ્ટાંત આપે છે. કે જો તેઓ દુઃખ સહન ન કરે તો તેમનો ધર્મ ન રહે આજ વાત વધારે વિષદતાથી તેમને બ્રહ્મા અને કુંભારના ઉદાહરણ દ્વારા સ્પષ્ટ કરી છે.

સબંધ વિચારીને જે પ્રસન્ન રહે છે તે જ સાક્ષાત સબંધ સુધી પહોંચી શકે છે. સામાન્ય મનુષ્યને અપમાનથી દુઃખ લાગે છે. પણ ભગવદીઓએ તેને ભગવદ ઇચ્છા પ્રમાણ ગણવી. જે રાજા અને ઘોડાના ઉદાહરણ દ્વારા સમજાવ્યું છે. વળી ખેતરમાં ભુંડના ટોળાના દ્રષ્ટાંત દ્વારા બતાવ્યું છે કે મુખ્ય ચિંતાને દુર કરવાથી બીજી ચિંતાઓ ટળી જશે જયારે કાગડો અને નાવની વાત દ્વારા દ્રઢાશય કેળવવાની વાત કહી છે.

માહવદાસભાઇ કહે છે કે આપણે આપણો ધર્મ વિચારીને કાર્ય કરવું જોઇએ હાથી નીચું મોઢું કરી ચરી શકે નહિ. તેને સુંઢ આપી છે. ઊંટને ચરવા સારૂ લાંબી ડોક આપી છે. હાથી પ્રાણીઓમાં મોટો ખરો પણ શ્રેષ્ટ નહિ. તે દૂધ પ્રગટ ન કરી શકે પ્રાણીઓમાં શ્રેષ્ટ તો ગાય જ છે જેમ ગાય ચરે છે અને ઘરે આવી વાગોળે છે અને સ્વાદ લઇ લઇને ગળે છે તો રસ પ્રગટ થાય છે તેમ ભગવદીઓએ અનો રસમાં બેસીને મહા પ્રભુજીથી જે રસ પ્રગટ થયો છે તેની ચર્ચા કરવી જોઇએ.

વળી જેમ કોઇ સ્ત્રી સાડી અને સમય જોઇને તે પ્રમાણે મનપસંદ ચાંલ્લો કરે છે તેમ ભગવદીઓએ પ્રભુને જે રસ પ્રિય હોય છે. તે સમયે સમયે ધારણ કરવો જોઇએ

રાજ દરબારમાં જેમ નટ પોતાનું સુખ વિચારતો નથી. રાજાનુ સુખજ વિચારે છે. અને રાજાને રીઝવે છે. તેમ ભગવદીઓ પરસ્પર ચર્ચા કરે ત્યારે રસ સ્વરૂપને લીધે જ આવે છે. બંને પાત્રો સમાન શીલ હોય તો જ રસનો સ્વાદ આવે એ કામીજનના ઉદાહરણ દ્વારા બતાવ્યું છે.

માહવદાસભાઇ અન્યાશ્રયના બે પ્રકાર વર્ણવે છે. ભીતર અને બાહય. ભીતરનો અન્યાશ્રય ઘણું નુકશાન કરે છે. ભીતરમાં અભિમાન અને તેનું સમગ્ર કુટુંબ પ્રતિષ્ઠા અવિધા, ક્રોધ, નિંદા, પાખંડ, હત્યા, હઠ અસત્ય અધર્મ, મોહ, મદ, મત્સર, દ્વેશ અને છલકપટ વગેરેનો ત્યાગ કરવો. જેમ પારસમણીનો સ્પર્શ થતા લોહાનું લોહા પણું જતું

રહે છે તેમ જીવનની આરત જાણીને પ્રભુની કૃપા દૃષ્ટિ તેના સ્વભાવ પર વિજય પ્રા-
કરે છે સ્વભાવ દોષ કાપે છે. અને પૂર્વ દેહનો ત્યાગ થઇ ભગવદ સબંધી દેહની પ્રાપ્તિ
થાય છે.

બાહ્ય અન્યાશ્રયનો પ્રકાર ભાવ પ્રમાણે છે વિજાતિ, વર્ણ વિજાતિ વગેરે મહાપ્રભુજી
ના સેવક ખરા પણ જેમ ગાય પવિત્ર છે તેનું દુધ પવિત્ર છે. તેનું મૂત્ર પવિત્ર છે પણ
ગાયના દૂધમાં મુત્રની છીંટ પણ પડે તો દૂધ ફાટી જાય તેમ વર્ણ વિજાતિનું સમજવું
નારદ ઋષિ વિજાતી છે જો ધ્રુવને વનમાં નારદ ન મળતા તો જગદીશ મળતાં ગંગાના
અવતરણ દ્વારા વર્ણ વિજાતિનો સ્પર્શ ન કરવો તેમ દહ્યુ છે. જીવે વસ્તુ પ્રાપ્ત કરવા માટે
જેટલો ઉપાય સર્વોત્તમ ભાવે થઇ શકે તેટલો કરવો જોઇએ જયમ ટીટોડીના બચ્ચા સમુદ્ર
ના મોજામાં તણાઇ ગયા તે પાછા લાવવા સમુદ્રને ખાલી કરવા ચાંચમાં પાણી ભરીને
ઠાલવવા માંડયું તેમ. છેવટે ઇશ્વરે તેની અરજી સાંભળી અને બચ્ચાં પાછાં મળ્યાં.

માહવદાસભાઇ કહે છે કે પ્રભુના જો મનમાં આવે તો જીવનો જીવ સબંધ ટાળીને
પોતાનું સબંધ કરાવે જેમ ચિત્રામણના હાથી શું સબંધ હોય પણ સાચો હાથી દ્રષ્ટે પડે
ત્યારે ચિત્રામણના હાથીનો અનુભવ મીટે છે વળી મણીધર સર્પ અને મોતીના દ્રષ્ટાંતથી
બતાવે છે કે ઉત્તમ ભગવદીએ લૌકિકનો સ્પર્શ થાય નહિ તેની ભાંતે વ્યવહાર કરવો જોઇએ.

કોઇ કહેશે કે ઠાકુરના લોક તો સર્વે સરખા છે તો પછી ભગવદીના ભીન્ન ભીન્ન
પ્રકાર શા માટે ? સર્વેનો રસ્તો તો એકજ છે ત્યાં હીરા અને આંબાના દાખલા દ્વારા
જણાવે છે કે હીરો કોઈ લાખનો, કોઈ સવાલાખનો કોઇ અર્ધાલાખનો એમ જુદા જુદા
મૂલ્ય છે તેમ આંબાની કેરી પણ સ્વાદે ભીન્ન ભીન્ન હોય છે તેવુંજ ભગવદીઓનું છે.
ઠાકોરની કૃપાના રૂપ ઘણા છે. જેટલા ધર્મ છે તેટલા કૃપાના રૂપ છે પ્રભૂ પાત્ર પ્રમાણે
રસદાન કરે છે પાત્રભેદે રસભેદ થાય.

માહવદાસભાઇ કહે છે કે મહાપ્રભુજીથી જેટલા વેગલા રહીએ તેટલી હાની છે.
અભિજિત નક્ષત્રમાં જે કામ થાય તે ત્યાર બાદના કાળમાં ના થાય એ જોષી અને નાગર-
વેલના પાન બિંધવાના પ્રસંગ દ્વારા બતાવ્યું છે. વળી ભગવદીઓએ લૌકિકને ખાસ યાદ
કરવું જોઇએ નહિ. શ્રી ગુંસાઈજીએ એક બ્રાહ્મણને પૃછયું કે તું નિર્વાહ શી રીતે કરે છે
ત્યારે બ્રાહ્મણે જવાબ વાળ્યો કે ગામની પાસે એક વૃક્ષ છે એ વૃક્ષ તળે એકવાર રાજા બેઠો
હતો ત્યાં વૃક્ષ સાથે ભગવદ્ વાર્તા કરૂ છું. લૌકિક પ્રશ્નનો અલૌકિક જવાબ !

માહવદાસભાઇ કહે છે કે જયદેવે અષ્ટપદીમાં ગાઇ છે તેવી વિરહવસ્થા હોય તો
હરિ હૃદયમાં પ્રવેશ કરે પોતાના ભકત અર્થે પોતાનું પ્રાગટય છે એમ સમજીને ઠાકુર સર્વ
કાંઈ ઉત્તમ કરે છે જે સેવક પ્રભુજીને વિશે અનુરકત છે તેના દોષ પણ પ્રભૂ ગુણ કરીને
માને છે. એક ચોર સૂર્વણનું ફુલ લેવા જગન્નાથજીના ખભા પર વસ્ત્ર મેલીને ચડયોને
ફુલ લીધુ. પછી અધિકારીએ જ્યારે તે ચોર પકડાયો અને મારવા લીધો ત્યારે ઠાકોરે જ

તેને બચાવ્યો "કે એ મારો સેવક છે તેને મારશો મા" જે એ વસ્ત્ર મેલીને મારા ખભા ઉપર ચઢયો તો એટલો તો ભય મારો લાગ્યો પછી એ ચોર ચોર પણું મુકી દીધુ.

વળી કહે છે કે જેને પ્રભુ ઉપર મન નથી તેના ગુણ પણ પ્રભુને દોષ સરખાં લાગે છે પોતે જે જીવને વર્યા છે તે જધપી અવગુણ ભર્યો છે તો પણ શ્રી પ્રભુજી પોતાની ઓર વિચારીને તેહના અવગુણ ચિત ધરશે નહિ. અને સેવક જધપી દુઃખદાયી હશે તોયે પ્રભુ જી તેને તજશે નહિ. જે અંગિકાર કીધો તે કીધો દ્રષ્ટાંત દ્વારા આ વાત સમજાવતા તેઓ કહે છે કે મહાદેવે વિષ પીધુ ઝેર દુ:ખદાયી છે તેમ છતાં પીધુ અને જગની પીડા હરી પૃથ્વી ભારે હોવા છતાં કાચબાએ પૃથ્વીનો સર્વ ભાર ધર્યો અને સમુદ્ર જાણતો હતો કે વડવાનલ નિત્ય એક જોજન જલને બાળશે તોયે તેને પોતાના પેટમાં આશરો આપ્યો. ધર્મની આ ટેક ઉપર તો મહાપ્રભૂજી ઘણું સહરાયા છે. ધુતરાષ્ટ્ર કોઇ વસ્તુને જુએ નહિ તો હુ શા માટે જોઉં એમ વિચારીને ગાંધારીએ પણ ચુંદડી ઓઢી હતી તે લઇ આંખે હતી તે લઇ આંખે બાંધી પછી સો પુત્રો જણ્યા પણ પાટો ખોલ્યો નહિ એ ધર્મની ટેક છે.

'રસાલય ગ્રંથ' માં ભગવદીઓના હીત સબંધી વાતો, અનેક ઉદાહરણો દ્વારા માહવદાસભાઈએ કહી છે તેને થોડા પણ અનુંસરીશું. તો એ ભગવદ રસનો પ્યાલો પીધો સાર્થક થશે.

યથા યોગ્ય અધિકારી સમજાને સબ રસભક્ત,<br>
આધુનિક નિજલોકમે, પ્રગટ કરી આસક્ત. ૧૮

જે જનએસે જગતમે વિરામ મહારસભરી,<br>
વલ્લભકે નિજ ધામમે, પધારે હિતચિત ધરી. ૧૯

શ્રી મોહનભાઇ રત્નમણી, ઇન બીચ જુથ અશેષ,<br>
તા મધ્યે એક જુથાધિપતિ, વજેરામ સુખદેશ. ૨૦

ધરી નિજ નાગર ગ્યાત વપુ, નામ ગોધરા ગામ<br>
સબ સબસે શુભ કરનકુ જાને જગ સબ નામ ૨૧

અનન્ય જન રસ પાત્ર જે મિલે વ્યભિચારી માંહી<br>
અસુર રૂપ સબ વ્હે ગયે પ્રભુ પહેચાની નાંહી ૨૨

દૈવી જનમેં ભેદ બહુ જાને વીરલો કોય,<br>
નિજ અંગી રસપાત્રજે, કૃપા સકત મન મોહય ૨૩

મહા અભિમાન સુ ઈર્ષા રસમેં વિરસ વખાન,<br>
તાતે ભુવ પર બિલખતે, ભટકતહે રસદાન ૨૪

મહા ઉદાર શિરોમણી, અદયદાન સુખ દાય,<br>
દોષ દ્વેષ જાને નહિ પ્રિય છીનુ છીનુ જુગજાય ૨૫

અવગુણ પર એ ગુણ કરે જાકો સહજ સુભાય,<br>
નિજ જનકો દુઃખ જાણકે તાતે ભુવ પર આય. ૨૬

કિયે વિદાય રસભર દીયો રસિક જુ દાસ ગોપાલ,<br>
પ્રિયતે નિજ રસ ભકતસું નેક અધિક રસાલ ૨૭

મોહન વલ્લભતે અધિક વલ્લભ હિયે બતાય,<br>
મોહન મોહન કહેત સુખ પ્રગટે ભુવ પર આય ૨૮

હાય હાય મોહન કહા બિછુરે કીત જાઉ,<br>
કિત જુગ એ કિતકે સખી લગુ તિહારે પાવ ૨૯

પ્રગટ ભયે આ દિવસને અરૂ પહોંચે નિજ ધામ<br>
એસી અગન દશા રહી કીને પુરણ કામ ૩૦

પૂરવ પક્ષ એક મહા ભયો તુમ કહાજાનો ભેદ<br>
લીલા રસકી બાત એ નહિ જાને કછુ વેદ ૩૧

તુ સુન ચિત દે કાનસું મતિ કર મન સંદેહ,<br>
વેદ પુરાણ જુ કહેત હે પ્રગટ પ્રમાણ જુલેહ ૩૨

જીનકી જહાં શ્રદ્ધા જુહે ઉન સમાનવે જાન<br>
ગીતામેં એસે કહયો તોહે કછુ ન જ્ઞાન ૩૩

પુષ્ટી પ્રવાહ મર્યાદામેં શ્રી વલ્લભાચાર્ય,<br>
એસો કહયો શ્રુતિ શાખતે સુનત હોય શુભ કાર્ય ૩૪

જન્મ જન્મ કો ભટકનો મેંટયો ચાહત વેગ,<br>
ભજ વલ્લભ પદરજસદા અન્ય ભજન તજનેગ ૩૫

॥ શ્રી ગોકુલેશો જયતિ ॥

મહાવદાસભાઇ કૃત

## ॥ રસાલય ॥

શ્રી ગોકુલસો જયતિ ॥ અથ રસાલય લિખત હે ॥ પ્રસંગ ધર્મનો પ્રસંગ લીખીએ છે ॥ એકવાર ચીત્તમાંહે ઉપન્યું ॥ એક રસાલય ગ્રંથ કીજે ॥ ત્યારે વિચાર્યું જે એહવી બુદધી ઉપનિતો જાણીએ છીએ ॥ જે આસાહવિ તેમાટે શ્રી મહાપ્રભુજીની આજ્ઞા માથે ધરી એ ગ્રંથ કરૂં છું ॥ આશ્રેય વિઠ્ઠલકુમાર ॥ શ્રી વલ્લભજીના સ્વરૂપને કોયે જાણતુ નથી ॥ જેહને જેટલું જણાવે તેટલું જાણે ॥ પણ જીવને વસ્તુજાણવાના ઉપાયમાંરેહેવું ॥ જેહને જે ધર્મ સુપ્યો હોય તેહને તે ધર્મમાંહે એક મને ઉપાધિ રહિતચાંપ સાથે દ્રઢ કરીને રહેવું ॥ ધર્મને કોયે ભાંત્યે રજલવા દેવો નહીં ॥ તે શામાટે ॥ ધર્મ જેટલા છે તે શ્રી મહાપ્રભુજીના ચરણારવિંદ સંબધી છે ॥ પણ ધરમ ધરમે તારતમ્ય છે ॥ અને ધરમને શ્રીજી પાસે રહેવું છે ॥ અને શ્રી મહાપ્રભુજીએ તેહને અમેજે ધર્મ મેહેલ્યો છે ॥ તે ધર્મ ત્યાંહાં શ્રી માહાપ્રભુજી સંબધી રસને પાંમે ॥ તો તે ધરમ ત્યાંહાંથી શ્રી મહાપ્રભુજીની પાસે જાયે ॥ તે માટે જીવતો સ્વરૂપ સબંધ થાયે ॥ મનમાંહે અર્થ ધરે જે રખે અણુમાત્રે અન્ય સબંધ ના થાય ॥ હવે ધર્મ સપેજેથા સાંભલ એમેયે ધરવાનો ધર્મને અન્ય સબંધનો અણુમાત્રે સ્પર્ષ થાય તો ધર્મ તેહને મલીને ધણી પાસે જાય ॥ અને મહાદૂઃખ સહિને ધર્મ રાખે તો ધર્મ સુ સબંધ કયમ થાય તે કેહુ છું ॥ તે ધર્મ તે જીવને પ્રભુઆગલ તેડી નિકટ જાય છે ॥ અને પ્રસંન થાય ત્યારે તે ધર્મ સબંધ થાય ॥ પણ એ વાત પ્રીય છે ॥ અને જ્યેમ જ્યેમ જીવને કષ્ટ પડે ॥ મહાદુઃખ પાંમે અને સેહેતો ધર્મનો દ્રઢાવ થાય ॥ ત્યાંહાં દ્રષ્ટાંત કહે છે જ્યેમ કોયેક રાજા છે ॥ તેને ઘેર સોનૂ રૂપુ હિરા માંણેક મોતી સર્વ વસ્તુ છે ॥ બીજી અનંત ભરી છે ॥ જયમ ત્યાંહાં શ્રી માહાપ્રભુજીના આશ્રયે અનંત ॥ સેવક ભાંતિ ભાંતિના છે ॥ આગલી પ્રકાર કહ્યું તે એણી પ્રકાર પ્રીછજો ॥ હિરા માણેક મોતી સોનુ આદી દઇને સાર્વ ભંડાર ભરેલો છે તે સારવે રાજાના ખરાજ પણ સાક્ષાત ધણીસુ સબંધ નહી ॥ એક રાજા તેહને સુખ સબંધ કરવાની ઇચ્છા કરે ત્યારે સોનુ આપી દઇ અને સર્વ પોતાના પાસે અણાવે ॥ અને તે સોનાના આભુંષણ

પ્ર·
૦

ઘડાવવાની ઇચ્છા થાય ॥ તેજ સોનાને આગમાંહે ઘાલે છે ॥
તેજ સોનું હથોડાના ઘા ખમે છે ॥ તેજ આગ સહે છે ॥
અને ઘા ખમે છે ॥ જયેમ જયેમ પ્રસંન થાય છે ॥ જેહુ
ઠાન્ય જેહુ રાજાને અરથ આવીસ ॥ રાજા સુખ પાંમસે એહવી
આસાયે સર્વ દુઃખતે સુખરૂપ લાગે છે તે ક્યમ જાણીયે ॥
જો દુઃખ લાગતુ હોય તો ઘડતાં ફાટી જાય ॥ અને રાજા
પોતે આભુષણ પહેરેતો પોતાના સુખભોગવે કાજે ॥ અને
મોતિનો પોતે સાક્ષાત અગીકાર કરવા હિડે છે ॥ તેજ મોતિ
ને સારડી મેલીને ઉર માંહે છેદ કરે છે ॥ અને જે હિરો
પોતે અંગીકાર કરવા હિડે છે ॥ તે હિરાને સારણે ચઢાવે છે ॥
અને હિરો જયમ જયમ ઘાસાતો જાય છે ॥ ત્યમ ત્યમ હિરાને
કુલ બાજરિાજાય છે ॥ તે દીપતો જાય છે ॥ જે રાજા માહરો
અંગીકાર કરસે ॥ ત્યમ માણીક આદી હઇ અને સાર્વનો પ્રકાર
છે ॥ તેમ એમ અતિસે કષ્ટ જીવને પડે ॥ અને સબંધ
વિચારીને પ્રસાંન જે થાય ॥ ત્યારે જાણીએ છે જે સાક્ષાત
સબંધની ઇચ્છા છે ॥ હાથી બાંધવાનો ખીલો ચોડે છે ॥ ત્યારે
ખીલાના માથા ઉપર ઘણાએ મેખચા પડે છે ॥ ત્યમ ત્યમ
ખીલો દ્રડ થાય છે ॥ અને જો ફાટેનહીતો હાથી બંધાય ॥
અને ફાટેતો ઇધણાં થાય ॥ ભાવ રાખવો ॥ અને કોઈ અન્ય
થકી દુઃખપાંમે ॥ અને તેનો દોષ મનમાંહી નહી આવે ॥ પોતાનો
સંબધ વિચારીને પ્રસંન્ન રહે ॥ એતો સાક્ષાત સબંધનુ લક્ષણુ
ત્યાંહાં દ્રષ્ટાંત ॥ જયમ બ્રહ્મા ભાંતિ ભાંતિનિ શ્રષ્ટી કરે છે ॥
બ્રહ્મા ઇમન જાણેજે આ જીવ કાંહાં અવતરસે ॥ ને કુંભાર
નજાણે જે આ ઘટ કોને ઘેર જાસે ॥ બ્રહ્માનુ નામ પ્રજાપતિ અને
કુંભારનું નામ પ્રજાપતિ એણે દ્રષ્ટાંતે બેહુની વાત કેહેવાસે ॥
તે પ્રીછજો ॥ કુંભાર માટી કેલવે છે તે માંહે લાદ ઘાલે છે
જુકુ પાણી ઘાલે છે તેનો પેડો કરે છે ॥ બ્રહ્મા પાપનો પેઠો
કરે છે ॥ કુંભાર ચક્ર ઉપર મહેલીને ચક્ર ફેરવે છે ॥ બ્રહ્મા
સંસાર ચક્ર ઉપર ફેરવે છે ॥ કુંભાર પરચઇમ કરતાં કરતાં ઘાટ
ટપલા ખાય છે ॥ પછી ઘડતે ઘડતે આકારે થાય છે ॥ જીવ
તે અકુલાઇને મનૂષ્ય સરખાં થાય છે ॥ અને ઘડો ઘડા સરખો
થાય છે ॥ પણ દોષ તો માંહે ભરોજ છે ॥ મનુષ્યને ત્યમ ॥
ઘડો અગ્નિ વિના બીજા કસા ઉપાયે સુધા થાય નહીં ॥
મનુષ્ય પ્રત્યે ભગવદ સબંધી આરત્ય અગ્નિ વિના સુધા થાય
નહી ॥ પછી કુમાર તે ઘડાને તલે ને ઉપરી પુજો કરે છે ॥

ઇહાં ભાવ જે તુર્ણું માથે પડ્યું ॥ પોતે તુર્ણુંના વિશ્યો ॥
અભિમાન રહિત થયો ॥ જીવ પ્રત્યેત્યમજ ॥ પછી અગ્નિ સબંધ
થાય છે ॥ તેણે તેના બાહ્યાજ્યાભ્યંતર દોષ બલે છે ॥ કોમળ
અગ્નિ તેટલા માટે ॥ જે હલવેહલવે દોષ નિસરે ॥ તો પાત્ર
ફાટે નહિ ॥ જીવ પ્રત્યે હલવે હલવે ભગવદ સબંધ થાય ॥
તો જીવ વણુસે નહી ॥ અને ઘાટ તથા મનુષ્ય કાચાનો ઉપાય
પણ પાકો ફાટવાનો ઉપાય નહી ॥ પછી ઘાટ તે પરીપકવ
થાય છે ॥ અને ઘાટને કોયેક લેવાજાય છે ત્યારે તે ઘાટ
કાચો છે કે પાકો છે ॥ તે પારખૂ જુવે છે અને ઘાટ જો
રૂડો બોલેતો જાણીએ છે પાકો છે ॥ તે ઘાટને હાથમાંહે દારીને
ટકોરે ટકોરે મારે છે ॥ અને ઘાટ જો રૂડો બોલે તો જાણીયે
જે પાકો છે ॥ અને રંચે કઈ ફાટયો હોય તો રૂડો બોલે
નહીં ॥ તો તે માંહે બીજી વસ્તુ ઘાલીયે પણ તે રસ જોગ
પાત્ર નહીં ॥ રસ ઘાલેતો રહે નહી ॥ તે માટે ઘાલેજ નહી ॥
તે માટે એ વાત આપ આપણા ભાવ પ્રમાણે સમજી લેજો ॥
આશ્રામાત્ર કહુ છું ॥ આગલ કેહેસુ તે આશ્રામાત્ર કેહેસું ॥
ભાવ પ્રમાણે સમજજો ॥ જીવ પ્રત્યે જીવને અપમાન કિધે જીવ
પ્રસંન્ન રહે ॥ રૂહુ બોલે ત્યારે જાણીયે જે જીવ માંગલીકથયો ॥
પરીપકવ થયો ॥ મનુષ્યને અપમાન કિધે જો દુઃખ લાગે ॥
તે અભિમાન દોષ ॥ ભગવદીય જીવને જે થાય તેમ ભગવદઇછા
પ્રમાણ કરીને ઉત્તમ માને ॥ ભગવદી જીવને દુઃખ આવી પડે
છે ॥ તે પ્રભુજી ઉત્તમજ કરે છે ॥ પણ જે મુરખ હોય તે
જીવ ઇશ્વરનુ અત્યંત સમજતો નથી ॥ પણ ઠાકુર તેહને ઉત્તમ
જ કહે છે ॥ તાંહાં તે કહ્યું છે ॥ એકવાર શ્રીનાથજી દ્વારે
શ્રી માહાપ્રભૂજીપોઉ ધાર્યા હતા તાંહાં રાજભોગ પાછે ચટાઇયે
બેઠા ॥ વાતના પ્રસંગે વાત કહી ॥ શ્રીજી સાથે કહ્યું જે એક
વાર શ્રાં ગોસાંઇજી કોયેક સેવક આગળ વાત કહી જે જીવ
કાંઈ સમજતો નથી ॥ પણ પ્રભુજી પોતાના સેવકને ઉત્તમ
હોય તે કરે છે ॥ તાંહાં ઘોહાનુ દ્રષ્ટાંત કહ્યું છે ॥ જ્યમ રાજા
ઘોડા ઉપર બેસીને કહીએક જાય છે ॥ અને વાટે કહીએક ઉતરે
છે ॥ ત્યાંહાં ઘોડાને આગળ વેહુ પાસાં બાંધે છે પગ તાંણી
બાંધે છે ॥ લગાંમ મુખ તાંણી બાંધે છે ॥ એણી ભાંત્યે છો
કાંમે ઘોડો તાણી બાંધે છે ॥ અને ભૂખ્યો છે ॥ પણ ઘાસ
ખાવા દેતો નથી ॥ પણ રાજાને જેજે વસ્તું રૂચે છે ॥ તે
તે ભક્ષ કરે છે ॥ જલ લે છે વિઠાંલે છે ॥ અને ઢાલીયે સુવે

રસ-
૫૧

છે ॥ બેસેવક પગ ચાંપે છે ॥ પંખા થાય છે ॥ વલી રસોઇ
થાય છે ॥ એણી ભાંતિ રાજા સુખમાંહે છે ॥ અને તે ઘોડો
રાજાને દેખી પોતે મનમાંહી સુખ પામે છે ॥ અને મનમાંહી
વિચારે છે જે ॥ રાજા તોમુજ ઉપર બેસીને આવ્યો છે ॥ કષ્ટ
તો મે કીધું ॥ અને રાજાતો આંણી ભાંત્યે સુખમાં છે ॥ અને
હુતો માહાદુ:ખમાં છું ॥ તે માહારી સંભાળતો લેતો નથી ॥
એમ ઘોડો વિચારે છે ॥ પણ રાજા તોપોતા સુખ થોડુ વિચારે
છે ॥ અને ઘોડાનુ સુખ થોડુ વિચારે છે ॥ અને ઘોડાનુ સુખ
ઘણુ વિચારે છે ॥ જે રખે લગારે કોયે વાતે દુ:ખ પાંમે ॥
તે ઘોડાને એટલા બંધ પ્રકાર નહી કરે તો તતકાળ ધીક્કાર
થાય ॥ તે માટે રાજાતો ઘોડો સુખ પાંમે તેજ કરે છે ॥
પણ ઘોડો જાણુતો નથી શા માટે જે વસ્તુ છે ॥ તે માટે
ત્યેમ પ્રભુ તે સેવકને સુખજ વિચારે છે ॥ પણ પશુ સરખા
હોય છે તે જાણે નહી એમ શ્રી માહાપ્રભુજીએ કહ્યું હતું ॥
તે સર્વ વિચારીને પીછજો ॥ પ્રસંગ ॥૧॥ હવે ચિંતાનો પ્રસંગ ॥૨॥
એમ ભગવદીઓ એ મન વચને કર્મ કરીને સર્વત્ર સદા શ્રી
ઠાકુર ઇચ્છા પ્રમાણુ કરીરાખવી ॥ પણ જીવે કસી ચિંતાના
કરવી ॥ વિચાર અને ચિંતા સરખુજ હોય છે પણ વિચારનું
રૂપ ભીન્ય છે ॥ અને ચિંતાનુ રૂપ ભીન્ય હોય છે ॥ અને
ભગવદી ધર્મ દ્વારા એ વિચાર તે ચિંતાનુ રૂપ છે ॥ તે ચિંતા
ના કરવી ॥ ચિંતા તે સર્વ દોષની માતા છે ચિંતા તે
શ્રુકરીનું રૂપ છે ॥ જ્યમ કોયેક શ્રૂક્રરી છે ॥ અને સાથે ઘણાં
નાહાના બલક છે ॥ અને કોઇએકના ક્ષેત્રમાંહે પેઠાં ॥ પેસી
ને ક્ષેત્ર વણસાડ્યું ॥ પછી ક્ષેત્રનો ધણીતે સર્વ શ્રૂકરીને કાહાડ
વાનો ઉપાય કીધો પણ આણી પાપે ટોળાને કાહાડે છે ॥ પેલી
પાપે ટોળાંને કાહાડવા જાયે તેટલે પેલુ ટોળુ ફરીને ક્ષેત્રમાંહે
પેસે પણ કોયેક શ્રકરી બાહેરી નિસરે નહીં ॥ ને કુણે કહ્યું
જે પેલી ભુવડને કાહાડ ॥ એટલે સઘળાંએ ભુવડ બાહાર
નીસરસે ॥ તેમ તે જીવે જીવ સંબધી ચિંતા નીસરેતો આફણી
એજે હાડમાંહેલા સર્વદોષ નિસરે ॥ અને જીવ ચિંતા કરે પણ
કસોએ અર્થ સરે નહીં ॥ અને તોપાર ન પાંમે ॥ ત્યાંહાં
શ્રી માહાપ્રભુજી શ્રી મુખે કહે છે ॥ તે શ્લોક

ભાજનાછાદને ચિંતા વૃથાકુર્વંતિવૈશ્રવા ।
પોસૌવિશ્વભરોદેવાનાં સંસાર સમુદ્રને તરેતાંહાં ॥

ત્યાંહાં દ્રષ્ટાંત કેહે છે ॥ જ્યમ કોઇ એકના વકપરી કાગડો

બેઠો છે ॥ અને નાવ તે મહાસમુદ્રમાંહે ગયુ છે ॥ ત્યારે તે કાગડો ત્યાંહાંથી ઉડે ત્યારે ચારે પાસાં ફિરે ॥ પણ કહિએ પાર પાંમે નહી ॥ એક નાવ દ્રષ્ટે પડે ॥ બીજે સઘળે બુડવા નો ઠાંમ દેખે ॥ એમ કરતાં પછે થાકે છે ॥ ત્યારે જાણે જે નાવ પાંમુ તો જીવું ॥ નહીતો બુડવાનો ઠાંમ છે ॥ એમ શ્રી મુખે કેહે છે ॥ અને કાગડાનું દ્રષ્ટાંત તુ છે ॥ તે જીવ માટે॥ એમ જીવે વિચારીને સાવધાન રહેવું ॥ જીવને કાંઇએ કરવુ પડતુ નથી જગદીસે આગળથી જ કરી રાખ્યું છે ॥ જયમ હાથી નીચુ મોહોડુ કરીને ચરી સકે નહી ॥ એહવો નીપાયો તો તેહને ચરવા સારૂ સુઢ નીપાઇ છે ॥ ઉંટ ઉચુ નીચુ તો તેને ચરવાને સારૂ કોટ લાંબી નીપાઇ છે ॥ ચુનપાંસવાનો સરાસ માણસે નીપાયો છે ॥ ત્યાંહાં એહવી કલા કીધી છે ॥ તે સરાસ ફરે છે ॥ ત્યારે એક પાખંડી છુટે ॥ અને બીજી તાંહાં બેસે છે ॥ બીજી છુટે છે ॥ ત્યારે ત્રીજીવલગે છે ॥ પણ પલમાત્ર ખોટી થાતો નથી ॥ તે માટે તો જીવના એ કૃત્ય એહવાં છે ॥ તો ઇશ્વરના કૃત્યનુ સુ કહીએ ॥ અને શ્રી મહા પ્રભુજીના ઘરની શ્રષ્ટિ છે ॥ તેહના લૌકિક અલૌકિકના ધણી પોતે છે ॥ તો સી ચિંતા કરવી ॥ શ્રી મુખે નવ રત્ન સબંધી શ્લોક કહયો ॥ તે શ્લોક

અજ્ઞાનાદથવાજ્ઞાનાજ્ઞતમાત્મા નિવેદનંમ્ ।
યત્તશ્રસાકૃતપાણૌ સ્નેહિસાપશીવેદના ॥

વેદના તો ચિંતાનુ નાંમ છે ॥ વલિ કેહે છે શ્લોક ॥ ચિંતા કાપીનકાર્યા નીવેદીતાત્મભીકદાપી ॥ તે માટે ભગવદીએ કસી ચિંતા ન કરવી ॥ પ્રસંગ ॥ ૨ ॥ હવે ધરમ ચરચાનો પ્રસંગ ॥ ૩ ॥ અને શ્રી મહા પ્રભુજી શ્રીમુખે કેહે છે ॥ તેહના ભાવ વિચારી ચિત સુ ગ્રેહવું શ્રી માહાપ્રભુજી શ્રી મુખે જે કાંઈ વચનામૃત બોલે છે તે સર્વ ધરમ પ્રમાણે બોલે છે ॥ આપ આપણા ધરમ ભાવ પ્રમાણે વિચારી ગ્રેહવું ॥ જયમ વનસ્પતી પ્રગટ થઇ છે ॥ તે સર્વ ઉપયોગની છે ॥ ત્યાંહાં હાથીનુ ભક્ષ ઉટનું ભક્ષ ॥ ઘોડાનુ ભક્ષ ॥ ગાયનુ ભક્ષ ॥ માણસનુ ભક્ષ છે પક્ષીનુ ભક્ષ છે ॥ એણી પ્રકારે સર્વ પ્રાણી માત્રનુ ભક્ષ છે ॥ પ્રગટ થયુ છે ॥ પણ આપ આપણુ ભક્ષ સમજીને લે છે ॥ એ સર્વ વસ્તુમાંહે શ્રેષ્ટ તે ગાય છે ॥ તે કોયેક કેહેસે જે હાથી મોટો છે ॥ તો તે કાંઈ શ્રેષ્ટ નહી ॥ ત્યાંહાં કેહે છે ॥ હાથી મોટો તે ખરોજ બલીયો તે ખરોજ પણ આ હાથણો

રસ પ્રગટ થાય નહી ।। યહાં રસ તે દૂધને કેહે છે ।। ગાય
ને ઠામ સરસ ભગવદી કહીએ છીયે ।। અને બીજા ભગવદી
તે ખરાજ પણ તારતમ્મ ઘણુ છે ।। એક એક ગાય અધમણ
અધમણ દુધ કરે છે ।। ને પોતાના બાલકને જીવાડે છે તો
એક એક હાથણી પાંચ પાંચ મણ દુંધ કાં ન કરી સકે પણ
હાથણી પોતાના બાલકના પેટ રૂડી પેરે ભરી સકે નહીં તો
ઇમ તો સા માટે ।। ત્યાંહાં કહે છે ।। જે ગાય ચરે છે તે
વિચારીને ચરે છે ।। પછે ઘેર આવી એકાંતે બેઠી ઓગાલે છે
સ્વાદ લેઈ લેઇને ગળે છે ।। તો તેહનો ઘણો રસ પ્રગટ થાય
છે ।। તે માટે ભગવદીયોએ અન અવસરમે સમાનસીલ બેસીને
શ્રી માહાપ્રભુજીથી જે રસ પ્રગટ થયો હોય તેની ચરચા કરતાં
ઘણો રસ પ્રગટ થયો છે ।। અને ચરચા કરતાં ધણીને જે
રસ રૂચે ત્યાંહાં જ રસ ઉપજે ।। નરૂચે ત્યાંહાં રસ ઉપજે
નહી ।। તો કોયેક કેહેસે જે ચરચાતો ધણી સબંધીજ ભગવદી
જ કરે છે તો પ્રભુને અરૂચે કે અન રૂચે ઇમ તે સા માટે
પ્રભુ સબંધી સર્વજ છે તો કાં ન રૂચે ત્યાંહાં કેહે છે ।। જેમ
સોભાગ્યવંતી સ્ત્રી છે ।। અને તે ચાંદલો કપોલે ચોડવાને લાવે
છે ।। ત્યારે પોતાને રૂચે ત્યાંહાં લાવે છે ।। તો સર્વ ચાંદલાતો
પોતાના થયા છે ।। પણ જેહવારે કપોલે ચાંદલો ચોડે છે ।।
પણ એમ ન વિચારે જે એ ચાંદલાતો મેજ જોઇને આંજયા
છે ।। મારાજ સોભાગ્યનાજ છે ।। અને સઘળા ચાંદલા મારાજ
કપોલે ચોઢવાનાજ છે ।। જો ઉતસુએક ચાંદલો લીધો ।। અને
કપોલે ચોઢયો પણ ઇમ ન કરે મનમાંહી ઇમ ન વિચારે જે
સર્વ ચાંદલા મારાજ સૌભાગ્ય ।। સાછદ્ઘી કપોલે ચોઢવા છે ।।
પણ એણે સમેસુજને ક્રિયો ગમે છે ।। તે લેઇને ચોઢું ।। પછી
તે લેઇને ચોડે છે ।। ત્યમ તે રસ પ્રભુ સબંધી તે ખરોજ ।।
પણ તેણે સમે પ્રભૂને જે રસ ગમે ।। ત્યાંહાંજ રસ વૃધી થાય
ન ગમે ત્યાંહાં ન થાય એ પ્રીછજો ।। અને ધરમ સબંધીની
ચરચા ભીન્ય છે ।। અને ધરમ સબંધીની ચરચા ધર્મ માંહી
મગન કરે ।। ત્યાહા ધર્મ સાંભરેજ નહી ।। અને ધરમ સબંધ
ની ચરચાતો ધરમીવીના બીજુ કોય સાંભરાવેજ નહી ।। ધરમ
સાબંધી પરસ્પર જે રસા વારતા કરે ।। તે રસા સ્વરૂપને લીધે
જ આવે ।। પણ ધરમી સાબંધીની ચરચાતો કેવલ રસા હોય
જ નહી ।। સ્વરૂપ સાહિતજ હોય ।। જેમ રાજાને આશ્રીત નફુ
વો હોય છે ।। ને તે રાજા થકીજ જીવે છે ।। તેહનુ મન રાત્રી

દિવસ રાજા ઉપરી હોય છે ॥ ને જે ગાંનકરૂ તે નાટીક કર્યું તે જ પ્રકાર કરીયે ॥ જેમ રાજા રીજે એમ પ્રકાર કરે છે પોતાને ઘેરી બેઠા ગાંન કરે છે ॥ નૃત્ય કરે છે હસ્તક ભેદ કરે છે ॥ ત્યાંહાં પોતાના સુખનો વિચાર આવતો નથી ॥ રાજા મનમાંહેજ પેસી રહયો છે જે એણી ભાંત્યે રાજા રીઝે છે ॥ તેજ પ્રકાર કરે છે ॥ પણ બીજો નહી જાણેજે રાજાને આ પ્રકાર સોહાસે ॥ આણે સુખ પાંમસે ॥ તેજ પ્રકાર કરે છે ॥ અને જાણેજે આતે રાજાને નહી સોહાય ॥ તેહનો ત્યાગ કરે છે ॥ જેણે રાજા સુખ પાંમે નહીં તે વસ્તુ શાઅર્થની ॥ એહજ વિચાર કરે છે ॥ અને રાજાને આ સોહાસે અને આ નહી સોહાય ॥ તે કયમ જાણે છે ॥ તે કેહે છે જે તેણે નટુવે રાજા મોહે મન ઘાલ્યુ છે ॥ તેણે કરીને પોતાનાં મન રાજા ના મનને મલ્યા છે તે રાજાને આ સોહાસે કે આ નહી સોહાય ॥ તે સર્વ નટુવા પાત્ર ના મનને કહેસે ॥ તે માટે રાજાની રૂચી અરૂચી નટુવો જાણે છે ॥ ત્યમ ધરમિ સબંધી ભગવદી પરસ્પર જે રસ વારતા કરે ત્યારે તે રસ સ્વરૂપને લીધે જ આવે ॥ પણ તે રસ તે એકલો સોહાય નહી ॥ આશ્રામાત્ર કહુ છુ પણ સુક્ષમ વિચારતે ઘણો ઘણો છે ॥ તે સમાનશીલે વિચારતાં અનંત ભાવના તરંગ ઉપજે ॥ પણ વિચાર રૂપીયુ મન થાય ન કીધુ જોઇયે ॥ વિચાર તે મંથ ન છે ॥ જ્યપી મંથન કરે છે ॥ ત્યહવારે જો પોતાના સમાંન બીજ ન મલે તો સાંમો થાંભલો રાખે છે ॥ થાંભલા માંહે બીજુ કાંઇ ન મળે ॥ પણ એક ગણુ રૂડો જે ડગે નહી ॥ ડગે તો ગોળી ભાજે ॥ પણ દધીમથાંનની અવધી છે ॥ નવ-નીત નીસરૂપ છે મથાંન કરે તો કાંઈ નીસરે નહી ॥ અને આ શ્રી મહાપ્રભુજીની વારતા ચરચાતો કેવલ રસમે એ છે ॥ એ માંહે છાસ સરખુ બીજુ કાંઇએ છે જ નહીં ॥ ઇહાં દૌયા નુ દ્રષ્ટાંત ઘટે ॥ ઇહાં દધીમથાંનનું દ્રષ્ટાંત ઘટે નહી ॥ દૌયો મથે છે ત્યારે ઉફણુ દુધનુ પાત્ર અગ્નિ ઉપર મેલીને તે હાથ ની હથેલીયે કરીને મથે છે ॥ એક હાથે મથાય નહી તે માટે બે હાથ કહયા ॥ તે કયમ કયમ મથે ॥ ત્યમ ત્યથ દૌયો પ્રગટ થાય છે ॥ તે દૌયો અતિ સુસ્વાદ ॥ અતિ પુષ્ટ કરે સર્વ વિકાર ટલે ॥ લેનવારો ત્રપત્ત થાય નહીં ॥ એહવા ઘણા પ્રકાર છે ॥ અને દૌયો પ્રગટ થવાની અવધી આવે નહી ॥ મથન કરનારો થાકે ॥ અને મથાંન રહે પણ જ્યાંહાં વસ્તુ

ની અવધી નહી ॥ તેમ આ પરસ્પરે ચરચા કરનહારો થાકે ॥
પણુ રસનીઅવધિ નહીં ॥ અને ચરચા કરતાં હરદે થકો રસ
ઉલટે ॥ વોહરી નેત્ર માંહી તે રસ પ્રગટ થાય છે ॥ તેહવારે
પરસ્પરે રસ પાન કરે છે ॥ નેત્રમાંહી તે રસ ના આવેતો
રસ પાંન થાય નહીં ॥ જયમ ગાયને વિષે દુધ છે ॥ પણ
ગાય તે દુધનો સ્વાદ જાણે નહી ॥ રસ બોહરી પ્રગટ થાય
છે ॥ તે ગાયને પાયને પોતે પીયે ॥ તે બહુ રસ પાંન કરે ॥
અને રસનો સ્વાદ જાણે ॥ ત્યમ ઇહાં જાણજો ॥ પણ ચરચાતો
પુરૂષારથમાં ગણશોમાં ॥ એ ચરચાતો શ્રી મહાપ્રભુજીના દરસન
ની ॥ અનવસર હોયે ત્યારે કરવી ॥ જયમ આણુ માત્રે અંન્ય
વ્યાસંગન થાય એ પ્રસંગ સંન્યાસ નીર્ણયમાંહે કહેવાયો છે ॥
તે ધર્મ શ્લોક લખ્યો છે ॥ ગુણારતુ સંગરાહી ત્યાહાં જીવના
ર્થ ભવંતિહી ॥ એ પ્રકાર શ્રા મુખથી સાંભળયો હસે ॥ તે
ઉપરી વિચારી સમજસો ॥ અને કેય ભગવદી પરસ્પરે ચરચા
કરે છે ॥ ત્યારે એક ભગવદી તે વારતા કરે છે ॥ અને એક
તે સાંભળે છે ॥ તેનેતે વાતનો રસ ગ્રહે વાળો નહી ॥ તેહેવારા
કેહેનારાને પશ્ચાતાપ ઉપજે છે ॥ જે એહવી સર્વોતમ વાત
એહના આગળ શીદને કહી ॥ ન કહેતો તો સારૂ થાતું ॥
તે મન અપ્રસંન્ન થાય છે ॥ તે શા માટે ॥ તે કેહે છે ॥
તેહેવારે બેઉ ભગવદી ચરચા વારતા કરવા માંડે છે ॥ ત્યારે
વાતના કહેનારા નામનમાં અતિ ઘણો મોદ ઉપજે જે જે રસ
વારતા હુ કરીસ તે આ ભગવદી સાંભલસેને એહના નેત્ર થકી
માહારા નેત્રે કરીને હુતે રસપાંન કરીસ ॥ એમ તે ભગવદી
તે અતિ આનંદ ઉપજે છે ને તે સાંભલે છે ॥ જો તે વાત
ચરચાનો રસ ગ્રહયો નહીં અને તે રસ નેત્રમાંહી આવ્યો નહી
ત્યારે વાત ના કેહેનારાને રસપાંન ન થયું ॥ ત્યારે આ રસાભં
ગ થાય છે ॥ તે માટે મન અપ્રસંન્ન થાય છે જયમ કોઇ
એક કાંમિ છે ॥ અને કોઇ એક કાંમ રસ પાસે જાય છે ॥
કામ રસ લેવાને કાજે ॥ જદપી કામ રસ પોતાના દેહમાં છે ॥
પણુ તે કામ રસ બીજા રસ પાત્રનામાંહી આવે ॥ અને તે
રસ ઉચો ચઢીને તેને નેત્રમાંહી ભરાય ॥ ત્યારે રસપાન થાય
છે ॥ અને રસ નેત્રમાંહી ભરાય ॥ જો પરસ્પરે એક રસબધ
થાય છે ॥ ત્યારે રસ પાંન થાય ॥ પરસ્પરે નારાયણજી ભરૂચી
એ નવ રત્ન માંહે કહ્યું છે ॥ પ્રેમદા પ્રસંન્ન થયા પારખે ॥
પીયુ અધર સુધા કયમ ચાખે ॥ તે માટે પરસ્પરે સામાનશીલ

એક રસ હોયે ॥ તો રસનો સ્વાદ હોય ॥ અને તે એકાંતે રસ જન સબંધી જે કામ રસ તે સાંમા પાત્રના મનમાં તે રસ આવ્યો નહી અને નેત્ર માંહી રસ ના આવ્યો ત્યારે તે કાંમિજન આશા ભંગ થાય છે ॥ અને મન અપ્રસાંન્ન થાય છે ॥ ત્યમ ઇહાં જાણજો ॥ પ્રસાંગ ॥ ૩ ॥ સામાપ્ત ॥ હવે અન્યાશ્રાનો પ્રસાંગ ॥ ૪ ॥ અને અંન્યાશ્રો રંચક આણુ માત્રે થવા દેવો નહી ॥ અન્યાશ્રે તે સાવધાન થઈ સંભાળીને રાત્રી દીવસ રહેવું ॥ ને જાલવીને રાખવો ॥ મોટા અન્યાશ્રા તે ભીન્ય છે ॥ બાહાજ્ય આશ્રય તથા ભીતર એ બે ભેદ છે ॥ અન્યાશ્ર ના વાહાજતો નાના મોટા દેવ દેવતા નાંના મોટા અન્યાશ્રા જાણવા ॥ આ ભીતર જીવ દોષ સેહેજ અન્યાશ્રા છે તે કેહે છે અભિમાન રાજા ॥ તેની સ્ત્રી પ્રતિષ્ઠા ॥ અવિદ્યા પ્રતિષ્ટાની સખી ॥ નિંદાદાસી ॥ ક્રોધ પ્રધાંન ॥ ક્રોધની સ્ત્રી હત્યા હઠ તે સખા ॥ અસતત્ય ॥ અધર્મિ ભાઇ ॥ મોહ ॥ મદ ॥ મસ્તર ॥ પાંખડ ॥ દ્વેસ ॥ છલ ॥ છલભેદ ॥ એ સાત સાંતાન અભીમાન ના પુત્ર છે ॥ લોભ આસનગરવ આભુષણ ॥ ચિંતા તે માતા છે ॥ અહંકાર તે દ્વારે છે ॥ માયાપાસ છે ॥ અજ્ઞાનાદીક નેત્ર છે ॥ લવાહન છે ॥ દુર્બુધી તે જ્ઞાતિ છે ॥ તેણે પ્રકારે અભિમાનનુ કુટુંબ ॥ બીજુ ઘણએ છે ॥ અનેક બીજા દોષ ઘણા છે ॥ ઉપજતા જાય છે ॥ તે માટે અભિમાંનનો સર્વ થા ત્યાગ કરવો ॥ જેમાં સકલ દોષ જાય ॥ શ્રી મુખથી કહે છે વીવેક દૈર્ય સબધી શ્લોક ॥ અભિમાનશ્ચસંત્યાજ્યસ્વામિધીનંચ ભાવનાત્ ॥ એમ કહે છે ॥ અભિમાનનો સાંગ ત્યાગ તે કયમ થાય તે કહે છે ॥ તેહવારે જે સેવક ઉપર્ય શ્રી માહાપ્રભુજી ની સુદ્રષ્ટિ થાય ॥ ત્યહવારે ભગવદ સબધ થાય છે ॥ તે કેહે છે ॥ ત્યારે તેહનું અભિમાન તે વૈશ્વ થાય છે તે કયમ થાય ॥ તે કેહે છે ॥ જ્યારે તે ઉપર શ્રી મહાપ્રભુજીની કૃપા સુદ્રષ્ટિ થઇ ત્યારે સ્વભાવનો વિજે થાય છે ॥ શ્રીયમુનાષ્ટકનો સમાપ્ત ના શ્લોક ॥ શ્રીમુખે કેહે છે

ત્વયા સકલ સિદ્ધયો મુરરીપુ સંતુષ્યતિ
સ્વભાવ વીજયો ભવેત્ વદતિ વલ્લભશ્રીહરે ॥

તે માટે સ્વભાવ તે સાક્ષાત્ શ્રીજીની ફીરયા વિના જીતાયે નહી ॥ અને જ્યહ વારે સ્વભાવ જીત્યો ત્યારે સ્વભાવ ધર્મને વસ થાય ॥ તે માટે અભિમાંન તે તો ધર્મને વસ થાય ॥ તે અભિમાન જયમ ધર્મનો સંગ્રહ કરતો હતો ॥ અને તે ધર્મનો ત્યાગ કરતો

રસ
૫૮

થયા છે ॥ ભગવદ ધર્મના
હતો ॥ ત્યમ ધર્મ ના વક્ષપાપ થયા છે ॥ ભગવદ ધર્મના
ગ્રહણ કરવા લાગ્યો ॥ અને અધર્મનો ત્યાગ કરવા લાગ્યો એહ
નુ નામ અભિમાનનો ત્યાગ ॥ ॥ અને જો અભિમાન જે સુણ
માંહીથી નાસી જાય તો ભગવદીને કોયે ધર્મની ટેક દીર્ઘ થાય
નહી ॥ એકુધર્મ સ્થિર રહે નહી તો તેહને ધર્મ સબંધ
ક્યાંથી થાય ॥ એણી ભાંત્ય અભિમાંનનો સંગ ત્યાગ થાય ॥
જ્યમ લોઢા આદી સર્વ જાતની ધાતુને સ્પર્સ મણીનો થાય
તો તતકાળ સુવર્ણ થાય ॥ લોઢા પણુ ગયુ અને લોઢાનો ત્યાગ
થયો ॥ અને જો મણીનો સ્પર્સ થતાં જો લોઢાપણુ મુળમાંહે
થી નાસ પાંમે ॥ તો ત્યાંહાં કોઇએ રહે નહી ॥ તો સુવર્ણ
ક્યાંથી થાય ॥ એહનુ નામ તો સંગત્યાગ ॥ જ્યમ મનુષ્ય
ભલે આત્મા જેહરદે તેનો ત્યાગ કિધો ॥ તે કયમ જેહવારે
દેહ પ્રભુજીને અરથે આવે ત્યહવારે મંડન કરે ઉપયોગ ના
આવે ત્યારે ના કરે ॥ એ ત્યાગ ॥ ત્યાગ તે તો ઇશ્વર સાધ્ય
નહીં ॥ તો જીવે ત્યાગ કયમ થાયે ॥ તે કેહે છે ॥ જીવને
ભગવદ સબંધ થયા પછી જો સ્વધર્મ વિચારે ત્યારે સ્વભાવજ
નીત્ય પોતાના સ્વભાવ દોષ પોતે જાણે ॥ અને દોષતે સ્વભાવને
વસ્ય છે ॥ પછી પોત સ્વભાવ દોષ ઉપર અરૂચી થાય ॥ જાણે
જે માહારો દોષ સ્વભાવ જાય તો વારૂ ॥ તેહવી તેહની ખરી
આરતી જાણીને શ્રી માહાપ્રભુજીની નીજ કૃપા સુદ્રષ્ટિ કરીને
સ્વભાવનો ત્યાગ કરાવે ॥ પણુ જીવ પોતાને ઉચીત હોય તે
કરે ॥ પછી શ્રી માહાપ્રભૂજી પ્રતિબંધ સબંધી સ્વભાવ દોષ
ટાળે એ સ્વભાવનો ત્યાગ ॥ જે ઉપર અરૂચી થઇ ॥ અને જે
વસ્તુ જદ્યપી પાસેજ હોય છે પણુ તે ત્યાગજ કેહેવાય છે ॥
દ્યાંન દોષ હુમની જાતી અને શ્રીજીના લોક વાહાલા લાગવા
લાગ્યા ॥ અને પોતાની જાતિ આદી દઇ અને સર્વ ઉપર અ
રૂચી થઈ ॥ સા માટે જે નીજપૂર્વ દેહનો જ્યાગ થયો ॥ અને
ભગવદ સેવા સબંધી દેહિની પ્રાપ્તિ થઇ ॥ એહનુ નાંમ ત્યાગ
મુખ્ય ભકત ગ્રહવિષે એનો ત્યાગ કિધો તે ત્યાગ ॥ અને
જેહને શ્રી માહાપ્રભુજીનો આશ્રો છે ॥ તેહને તો એ વાહાજ
ભીતર પેહેલો દોષ કહયો છે ॥ કાંઇકિ બાધક ન કરે ॥ પણુ
ધર્મ સંબધી ભક્ત છે તેને તે જાલવતાં રહેવું તો કોઇક કેહે
સેજે ધર્મ સબંધી ભગવદીને અન્યાશ્રો તે ક્યાં હોય છે ॥
ત્યાંહાં કેહે છે ॥ અન્યાશ્રાના પ્રકાર તો રસ સિંધુ પાકૃતમાંહી
કહયા છે ॥ તે તો રાસે કર્યા છે ॥ પણુ આ શ્રી માહાપ્રભુ

સબંધી ભગવદીને અન્યાશ્રાતે કર્યાં હોય છે ॥ તે કેહે છે ॥ આ શ્રી માહાપ્રભુજીની શ્રષ્ટિ છે ॥ તે સરવે તે સબંધી છે ॥ પણ ભાવભેદ સઘળે વિજાતિ તારત્યમજ છે ॥ વિજાતિતે શુ ॥ જેના ભાવ સુભાવ વિચારતાં રસમા તારત્યમ જણાવે તે જ વિજાતિ ॥ એક વિજાતિ કહિયે છીએ ॥ તે નીસ્કપટ સુક્ષમદ્ર ૭૮ વિચારી સાધ્ય છે ॥ જ્યમ ચોખાની જાતિ ઘણી એક છે ॥ ચોખા એ વચનનો અર્થ શો ॥ અતિ ઉત્તમ પદાર્થને ચોખા કહીએ છીએ ॥ નિરાવણું વસ્તુને કહિએ છીએ ॥ જે ભલી ચોખી વસ્તુ છે ॥ ઉતમ ઘણુ હોય તેને કહિએ છીએ ॥ ભલા ચોખા ઘહુ છે ॥ અને ધાંન થકા પ્રગટ થયા છે ॥ એહનું નામ ચોખા તે શા માટે ॥ ચોખા જે કેહવાણા જે સુસલના ઘા પામ્યા છે ॥ અને આખે અણીએ રહયા ॥ રંચ કે ભાગ્યા નહી તે ચોખા જેટલી જાતિના છે તે સઘળાયે ઘાખમ્યા છે ॥ તે સઘળાયે સુસલના ઘાખામ્યા છે ॥ પણ આપ આપણી જાતિ જુદી જુદી છે ॥ અને સાઠીના ચોખા ઉતમ જાત છે ॥ પણ સાઠીના ચોખા એક ઠાકરી ભેળીને ભાત કીજે તો એકુનો સ્વાદ ન હોય શા માટે ॥ જધપી એ બેહુ ચોખાજ છે ॥ બે ઉતમજ છે ॥ પણ માંહે તારત્યમજ છે ॥ એ સરવે ચોખાની જાતી જાણજો ॥ એમ જેહને ભાવે તારત્યમજ હોય ॥ તેહનુ નામ વિજાતિ ॥ અને શ્રીમુખે કેહે છે ॥ તે ચરણ કે ફલ એહના એક નથી ॥ એમ કેહે છે ॥ એહના ત્રણભેદ છે ॥ એકતો વિજાતિ ॥ બીજો વરણ વિજાતિ ॥ અન્ય સબંધી ભગવદી હોયે તેહનું નાંમ વિજાતિ ॥ તેહને સાથે આપણે સંબધજ નહી ॥ તો તેહની વાત સીદને કીજે ॥ અને ભાવ વિજાતિનો પ્રકાર તો પેહેલો કહયો છે ॥ હવે વરણ વિજાતિની વાત કહિએ છીએ ॥ તે વરણ વિજાતિ ભકત સાથે કસુએક પ્રશ્ન કિજે ॥ વરણ વિજાતતે શું ॥ આ મારગને વિસેમર્યાદા પુષ્ટ ભેદ જીવનું વરણ છે ॥ પુષ્ટ મર્યાદી ભકત અને વૃજ સબંધી ભકત ॥ તે વ્રજ સબંધી ભકતીના અધિકારી કેવલ પુષ્ટ મર્યાદી ભકત છે તેહને મન પુષ્ટિ મર્યાદી ભકતે વરણ વિજાતી ॥ એ બેહુ શ્રી માહાપ્રભુજી ના સેવક તે ખરા જ ॥ પણ વરણ તે જુજુવા છે ત્યાંહાં દ્રષ્ટાંત જ્યમઆય છે ॥ ધર્મનું મુળ છે ॥ ધર્મનુ સ્વરૂપ છે ॥ તે માટે પ્રેમ પવિત્ર છે ॥ અને મુત્ર પણ પવિત્ર છે ॥ દુધ પવિત્ર છે ॥ પણ દૂધમાંહે અમરીત છે સુસ્વાદ છે મુત્રતે

રસ. ૫૯

અતિ નીરસ છે ।। અતિ કડવું છે ।। અને એક મણ દુધમાંહે જો ગાયના સુત્રની છીટ પડેતો સર્વ દૂધ ફાટીને પાંણી થઇ જાય ।। અને વિરસ થાય ।। અને સુંત્રતે વિરસ થાય ।। અને સુત્રતો વિરસજ છે ।। તો વણુસે તેસું ।। ત્યમ ધરમિ સબંધી ભગવદીતાં ભાવ રસ માંહી વરણુ જાતિ ।। તો અણુ માત્ર સ્પર્સ થાય તો તે રસ વિરસ થાય ।। તિરોધાંન થાય એમ વરણુ વિજાતિ પ્રકાર પ્રીછજો ।। અને શ્રી સુખથી કહે છે ।। જે ધ્રુવ ને જગદીસ પાસે જાતાં વાટે વિજાતિ નારદ ન મલતા તો તે સમે જગદીસ મલતા ।। અંતરાયના થાતો ।। અને શ્રી સુખથી ક્યારે વચન સાંભળ્યું હોય ।। અને રૂડી પેરે પીછાંન્યુ ના હોય ત્યારે કોએક વરણુ વિજાતી હોય ભણેલો છે ।। અને તેતે વચન શ્રી સુખથી સાંભળ્યું હોય ।। અને તે છુટે એહવું જાણીને તે ભગવદી પ્રીછયો નથી તે ભગવદી તે વરણુ વિજાતીને જઇને પુછે ।। જે શ્રીસુખે એમ કહ્યું ।। પણ હુ કાંઇ પ્રીછયો તે રીતે સુને કહો ।। અને પ્રીછવાને કહે ।। તે માટે ધરમિ સબંધી ભગવદીને આજ મોટો અન્યાશ્રો છે ।। આતો અતિ સુક્ષમ વિચાર છે ।। અને અન્યાશ્રો છે તે સા માટે ।। તે કહેતે વરણુ વિજાતિ ભકત ધરમ સબંધી ભગવદીને કહ્યું ।। તેહવારે જે શ્રીસુખના વચનનો અમરીત રસ સાંભલયો હોય તેવારે વરણુ વિજાતિના વચનની છીટ પડી તે વારે કેવલ માહારસ હતો તેહને વચને મિશ્રત થયો તેણેજ અન્યાશ્રોય છે ।। અને ઘેરી જઇને તે પ્રશ્ન વિચારે ત્યારે કેહેનારો વરણુ વિજાતિ તે સાથે સ્વરૂપ હઇએ આવે ।। પણ કેવલ સ્વરૂપ હઇએ આવે નહી ।। માહા રસમાંહે રસાભાસ થાય ।। અને વલી તે વચન શ્રીસુખથી સાંભળ્યો હોય તો દોષ જાય ।। એ સર્વાત્મના ભાવ કેવલ ધર્મ સબંધી ભગવદીની વાત કહિ છે ।। ધરમ સબંધીને રસા ભાસ થાય નહીં ।। અને ધરમ સબંધી ભગવદી સમાંનશીલ મલીને જેટલુ શ્રીસુખેથી વચનામૃત શ્રીસુખે થી સાંભળ્યુ હોય ।। તેટલુજ પરસ્પરે ચરચા કરીને વિચારે તો તે સમેના શ્રી પ્રાણનાથના અમૃત ભર્યા અતિ રસ કોમળ વચન ।। તે સમેનુ અતિ માધુર હાસ્ય ।। શ્રી હસ્ત અતિર વિધી પ્રકારનાં નલીનવલિ ન શ્રીસુખારવિંદની વિવિધ પ્રકારની સોભા નખશીખાગ્ર શ્રી અંગની સેહેજ માધુરી સુધા સમુદ્રની ઉતરોતર તરંગ પ્રગટ થાયે તે આપ આપણા ભાવ પ્રમાણે તે ભગવદી રસપાંન કરે ।। અણુમાત્રે અન્ય સ્પર્સ થાય તો રસાભાસ થાય ।।

તે માટે તેવા સુ પ્રશ્નન કરવું ॥ અને શ્રી અંગની સોભા વિચાર તાં તો શ્રીમુખના વચન સાભળતાં કોયેક પ્રકારનો ભાવ ઉપજે ॥ તો એ વરણુ વિજાતિને પુછીએ નહીં ॥ તો સુ કાજે ત્યમ તેહને ભાવ પુછુવા જઈએ ॥ ત્યમ શ્રી માહાપ્રભુજીના ચરણાર વિંદની હરદે ધરીને વિચારી એતો પરમ સૌભાગ્ય રજ આપણ ને કેહ નહી શુતો ॥ વલી અન્યાશ્રો કરવા જઇએ તે શા માટે એ પ્રીછજો ॥ અથવા ધરમી સાબંધી ઉતમ ભગવદી હોય છે ॥ તે તો એક સ્વભાવને સામજે છે ॥ તે ભગવદી સૌભાગ્ય ચરણા રવિંદ રજ સમાનજ છે ॥ તેહને પુછીયે ॥ અને તે પ્રીછવીને કહે ॥ ત્યારે રસોદાધ્વજ થાય ॥ પણ અણુ માત્ર અન્યાવ્યા સંગ ન થાય ॥ શા માટે ॥ જયહવારે તે રસ એકાંતે વિચારે ત્યારે કેહેનારો તે ભગવદી જેહને હરદે ને વીષે સાક્ષાત્ શ્રી જી બેઠા છે ॥ તો ભગવદી સાથે સ્વરૂપ હઇયે આવે ॥ તેણે રસ અતિ પુષ્ટ થાય ॥ પણ અણુ માત્ર તારત્યમ થાયે ॥ અને દ્રષ્ટાંતને પ્રસંગે અને અન્ય લીલાનો પ્રવેશ થાય ॥ રંચક સ્પર્સ થાય તે અનાશ્રો છે ॥ તે કોયેક કેહેસે જે દ્રષ્ટાંતનો પ્રસંગ તો ઉતમ ભગવદી કહે છે ત્યાંહાં કેહે છે ॥ જે વાત અન્ય લીલા કથારસ જે જે દ્રષ્ટાંત શ્રી માહાપ્રભુજીના મુખથી સાંભ ળયાં હોય તે દ્રષ્ટાંત કથા રસ ત્યારે ઉતમ ભગવદીને દ્રષ્ટાંત વાતને પ્રસંગે કહે ॥ ત્યારે શ્રી માહાપ્રભુજીની એ જેણી ભાંત્યે કહ્યું હોય અને તે સમેના શ્રીમુખારવિંદના માધુરી અતિ માધુરી હાસ્ય સહિત રસાલ્યાં શ્રાસુખનાં વચનામૃતનાં માધુરી જે જે તે સમેના વિવિધી ભાવના તરંગ તેજ ફરી આવે છે ॥ પણ બીજુ અણુ માત્ર ધરમિ સબધી ભકતને અન્ય સ્ફુરી આંવ નહીં ॥ ત્યાંહાં વ્રજની ભાષાએ એક દુહો છે ॥ નીસવાસર આઠો પોહોર વીસરી નહી મોહી જયાંહાં નયન પસારીરે ત્યાંહાં ત્યાંહાં દેખુ તોહી ॥ ૧ ॥ તે માટે સર્વ પ્રકારે વિચારીને વરણા વજાતિનો સંગ ના થાય પ્રશ્ન સંભાસન કીજે ॥ ત્યાંહાં વલી કેહે છે જે કોયક વચન શ્રી મુખથી સાંભળ્યાં હોય ॥ અને જે જે વચન વરણુ વિજાતીને પુછીયે ॥ અને તે કહીએ ॥ ઈહાં અન્યાશ્રો તેસો ત્યાંહાં કેહે છે ॥ તેહના મુખને સ્પર્સીને શ્રીમુખના વચન રસામાંહે તારત્યમજ થાયેજ શ્રીમુખે કહે છે ॥ બ્રહ્મલોકને વિષે બ્રહ્મજલ હતુ અને વામન અવતાર તે વિષ્ણુ તેહના એક ચરણુના અંગુઠાના એક નખનો સ્પર્સ થયો તેણે બ્રહ્માંડ ફાટયું ॥ અને ગંગા પ્રવાહ નીચે ઉતરીયોં ॥ તે નષ્ટ

સ્પર્શ માટે ગંગા પરમ પવિત્ર થઈ તે ગંગા નીચે આવી તે
વારે માહાદેવના મસ્તક ઉપર આવી ।। પછી ત્યાંહાંથી માહા
દેવે મેલી તે નીચે પૃથ્વી ઉપર આવી ।। પણ તે ગંગાને
કોયે સ્પર્શ નહીં ।। તે શા માટે વિજાતી તે માહાદેવ તેને
સ્પર્શીને ગંગા આવી તે અપવિત્ર થઇ ।। તે માટે સ્પર્શ જોગ
થી ટલી ।। પછી ભાગીરથીએ વીષ્ણુને આરાધના કીધી ।। તે
માટે વિષ્ણુએ આવીને ચરણ સ્પર્શ કીધો તે વારે પવિત્ર થઈ
એમ શ્રીમુખે કેહે છે ।। ત્યમ ઈહાં ધરમિ સબંધીને રંચે
કોયે ભાંત્યે વરણ વિજાતી ભાવ સુ સ્પર્શ થાય તે અન્યાશ્રો છે
અને શ્રી માહાપ્રભુજીનુ ચરણામૃત છે ।। અને વરણ વિજાતીના
પાત્રમાંહે ઘાલ્યું છે ।। અથવા વરણ વિજાતી ભક્ત વૈષ્ણવને
ચરણામૃત આપતો હોય ।। તે ચરણામૃત લેતો ધરમિ સબંધી
નેતે અન્યાશ્રો છે ।। તે સા માટે જયહવારે ધરમિ સબંધી ભગવદી
ચરણામૃત તથા અધરામૃત લે ત્યહવારે આપ આપણા ભાવ
પ્રમાણે રસાવૃષ્ટ સાક્ષાત્ સ્વરૂપ હરદયા રૂદય થાય છે ।। કોયે સમે
ની સુભાવ લીલા રસ સ્ફુરી આવે છે ।। અને જ્યાંહાં જો વરણ
વિજાતી સ્ફુરી આવે તો તો રસાવિષ્ટમન માંહે રસાભાસ થાય
અને વિજાતીને સબંધ લે ત્યહવારે વિજાતી સ્ફુરી આવેજ ।।
તે માટે તે વિજાતીનો સંગ ધરમિ બે સબંધીને વાધક છે ।।
ભગવદી બેઉરે બાધક છે અને ધરમી સબંધીરે તે બાધક કે
નહીં ।। અને કદાપી વરણ વિજાતી સાથે અવશ્ય કે ધરમિ
સબંધીને તે વાધક કે નહીં ।। અને કદાપી વરણ વિજાતિ
સાથે અવશ્યકે ધર્રમ સબંધીને પ્રસંનતા ।। કાંઇ વાત કેહેવી
પડે તો તેની સમાધાંની નીમેત્ર કાંઇ કહિયે અને સર્વ ધર્મ
તે અંત્યત ગોપ્ય રાખવો ।। અને મનમાંહી ઇમ જાણે જેહુ
ઇહાંથી ક્યારે ઉઠીસ તો સંગ વાધક ના કરે ધરમિ સબંધી
ભગવદીને ક્ષણુ ક્ષણુને વિષે અન્યાશ્રય થાયે છે ।। અને એકે
ચિત્યે પોતાનો સબંધ વિચારીને જાલવિ રાખવા ।। અને શ્રી
માહાપ્રભુજી શ્રીમુખે કેહે છે ।। જે સમાનશીલે ચરચા સબંધી
કરવો ।। જયમ અન્ય વ્યસંગન થાય ।। રસાભાસ ન થાય
એમ પ્રીછજો ।। વલી શ્રીમુખે શ્રી માહાપ્રભૂજીયે કહ્યુ છે ।। જે
જેટલુ સ્વાતિ તેટલુ વાધક છે ।। ત્યાંહાં પૂર્વ લીલા સબંધી
શ્રીમુખે કથા કહે છે ।। જે અંતરધ્યાન સમે સુક્ષ ભક્તે જ
સોદાનંદનુ અન્યવેસણુ કરતાં પૃથ્વીને વિશે સ્વ પ્રભુના ચરણ
અકદીઠા અને લગાંર સ્વાંતિ થયું ।। તે માટે વલી શ્રીમુખે

કહ્યું જે ઈહાં એટલુ સ્વાસ્થાંન થાતો તો અંતરાય ભાગતો એમશ્રી મુખે કહેછે ॥ તે માટે જો પોતાના પ્રભૂને જોતાં હિંડે છે ॥ અને તેજસર્વ ચરણ અંક પૃથ્વીને વિષે દીઠાં ॥ અને વળી અંતરાય પડયો ના હોતો ॥ બીજેકસેસ્થા અંતનુ સુ કહિએ ॥ શરણ તે ધર્મરુપ ॥ અને ધરમિ સબંધી ભગવદીને ધરમથકી જેહવારે સ્વાસ્થાયે તેહવારે અંતરાય થાયેજતો ॥ ત્થા જલલેતા સ્વાસ્થાયેજ તો બધક છે ॥ તો બિજુંસુકહિએ ॥ પણ ભગવદ ઇચ્છા વિના કાંઇએ નહી ॥ શ્રીમુખે કહે છે ॥ જેવાહે કરીને ત્રણહાલે ॥ જે ભગવદ ઇચ્છા બિના હાલે નહી ॥ તો બિજુસુકહીએ ॥ તે સર્વ આશ્વામાત્ર કહુછુ પણ એકચીત્તો વિચારી જોઇને પ્રીછુજો ॥ પ્રસંગ ॥ ૮ ॥ હવે જીવ સંબધીનો પ્રસંગ કહીએ છીએ ॥ અને કોઇ એક કેહેસેજે આ મારગને વિષે જીવ જીવને સબંધ હોય છે જે તેસાધકકે બાંધક તાંહાંકેહે છે ॥ આસ્તેહ છે તેનુરુપ સમજ પડતુ નથી ॥ અને વાતે કિધે તો સ્નેહનુ રૂપે જાણ્યું નહીં ॥ વાતે રૂપતો જણાવે તો પ્રમાંણ હોયે ॥ અને એ તો પ્રમેહ રૂપ છે ॥ અને પ્રમેહતો અનીર વચનીય છે ॥ એ તો અનુભવ સીધી છે ॥ અને અનુભવતો થાતો નથી ॥ તે માટે જો લૌકીક અનુભવ આસા કરે કદાચીત પછી છો શ્રી માહા પ્રભુજીના મનમાંહે આવે તો રંચે પોતાનુ સ્વરૂપ જણાવે મન માંહે ના આવેતો ના જાણાવે ॥ પછી જીવે જીવનો ઉપાય કરવો ॥ જયમ મનુષ્યને શાસ્ત્રનો અર્થ પ્રીછયો પડતો નથી તે શાસ્રાર્થ જાણુવાને કાજે ॥ પ્રથમ ભણે કકાભાઇ કાંકલા ભણે જો કદાચીત અક્ષર પરીચે થાય તો હલવે હલવે શાસ્ત્ર સબંધી પ્રયત્ન કરતાં ॥ કદાચીત શાસ્ત્રજ્ઞાન થાય તો ભગવદ શાસ્ત્ર શ્રી ભાગવતદીકનો અર્થ પ્રીછયો પડેતો ભલેથી અર્થ પ્રીછયો પડેતો ભલેથી આરંભ કરે છે ॥ પણ ઈમ નથી વિચારતો જે ભાઈ કાંકલે શાસ્ત્ર અક્ષર એક જ છે ॥ અક્ષરનુ રૂપ તો એકજ ॥ પણ અર્થ રસ પ્રકારતો એકજ છે ॥ અર્થ રસ પ્રકારતો ભીન્ય છે ॥ પણ ભાગ્ય સારૂ ફ્લિત થાય છે ॥ એકને અક્ષર પરીચે થાય છે ॥ એકને નથી થાતો એક પંડિત થાય છે ॥ એકને ભગવદ જ્ઞાંન થાય છે ॥ કહેતે ભાઇકાંકલા ભણ્યા વિનાએ અક્ષર પરીચે થાય છે ॥ ઈમાં ભાગ્ય સારૂ ફ્લીત થાય છે ॥ તો આંફણી એજ થાસે ॥ જેતાં તો ઉપાય સીદને કહે છે ત્યાંહાં કેહે છે ॥ જીવ વસ્તું પાંમવા નીમિત જેટલો ઉપાય થાય તેટલો તે સર્વાત્મના ભાવ કરે તો ઈશ્વર સહાયે થઈ

ને તેહના મનોરથ પુરે ॥ જ્યમ ટીટોડીનાં બચાં સમુદ્ર લેહેરી ફરીને પોતાના જળમાંહે લીધાં ॥ પછી ટીટોડીએ કહ્યુ જેહમાણું સમુદ્રનુ જલ ઉચેલી નાખીને માહારાં ઇડાં કાહાડું ॥ અને ટીટોડીને બાલક ઉપર ઘણો સ્નેહ માટે તે સમુદ્ર તુછ લાગે છે ॥ પછી તે ટીટોડીની ખરી આરતી જાણીને ઘણાંએ ટીટોડાં બીજાં અત્યંત પક્ષીઓ એકઠાં મલીને ચાંચે કરીને સમુદ્રનુ જલ ઓહરી નાખે છે ॥ અને વહોરી થકો એક કાંકરો આણી ને સમુદ્રમાંહે નાખે ॥ પછે તેહનુ ખરૂ દુખ જાણીને ત્યાંહાં ગરૂડ આવ્યા ॥ અને ગરૂડે ચડયા જગદીસે ત્યાંહાં આવ્યા ॥ અને સકલ કાર્ય સિધ થયું ॥ ત્યમ જીવે વસ્તુને અરથે એમ આદર કરેતો કાર્ય સિધ થાય તે માટે ભગવદીને ઘણી સબંધી સ્નેહનૂં અનુંભવની આસાયે કરીને જો જીવને સબંધ કરે તો બાધક નહીં ॥ પણ સ્નેહ આવવો તે ઘણો કઠિન છે ॥ પેહેલુ દીનતા આવે તો સ્નેહનો આરંભ થાય ॥ કોયેક કેહેસે જે લૌકિકને વિષે દીનતા દેખીએ છીએ તેજ દીનતા હસે પણ તે દીનતા નહી તે દીધા આવવુ કહેવાય છે ॥ પણ દીનતા કેવલ પ્રબલ અગની રૂપ છે ॥ સ્નેહ છે તે અગનીની ઝાળા છે ॥ દીનતા તે વસ્તુ જોવાની અતિ પ્રબલ આરતી તેહનુ નામ દીનતા જ્યાંહાં દીનતા રૂપી અગની હોય ત્યાંહાં સ્નેહ રૂપી ઝાલા હોય છે અને વિરહે છે તે વરાલ સહીત અગનીનો ધુમાડ છે ॥ તે તે સ્નેહ ઉતાવળો સ્નેહ કેમ આવે ॥ અને ભગવદીને સ્નેહનુ રૂપ જણાયતો વારૂ છે ॥ એહવુ જાણીને તે જીવ જીવ સુ સબંધ કરે તો કાંઇએ બાધક નહી ॥ અને કોયે ક જીવ જીવને સબંધ કરે તો બાધક નહી ॥ પણ સ્નેહ આવવો તે ઘણો કઠિણ છે ॥ અને કોયેક જીવ જીવને કોયેક ભાવે આરકત થાય છે ॥ તેહેવાની વાત ત્યાંહાં કેહેતા નથી ॥ ઇહાં તો ધરમિ સબંધીને ધરમ સબંધ થાવાની લાલસા હોયે એવા જે ભગવદી તેહની વાત કહિએ છીએ ॥ ધર્મ અનંત છે ॥ ધર્મ અનેક છે ॥ તે પ્રીછજો ॥ હવે લૌકિક અલૌકિક સ્નેહનુ રૂપ કેહે છે ॥ જેમ કોયેક હસ્તીદીઠા નથી પણ હસ્તી નું રૂપ વાતે પણ સાંભળ્યું નથી ॥ અને કહ્યુ જે ચિત્રામણ નો હસ્તી દેખાડયો ॥ તેહેવારે હસ્તીનું રૂપ સઘળુ પીછયુ પડયું ॥ જે સાચા હસ્તીનુ રૂપ આહાવુ હસે અને કોયેકને સંગે સાચો હસ્તી દીઠો તેહવારે પાછલા ચિત્રામણના હસ્તીના અનુભવ મિટે ॥ તે હસ્તી દેખતાંજ આ માંહે આવે ॥ તે માટે

લૌકિક અલૌકિકતે નીર્જીવ સજીવનો ભેદ છે ॥ પણ આકારે અંતર નહી અને જીવજીવને મિલાપ હોય છે ॥ તેહને સ્નેહ કેહે છે તે સૂ ત્યાંહાં કેહે છે ॥ જયમ આ આંબો વાવ્યો છે ને ઉગ્યો છે ॥ અને બે પાંદડે થયો છે ॥ અને બીજો આંબોતે ઉતમ સ્થળને વિષે છે ॥ ત્યમ ઇહાં કલ્પ વૃક્ષ છે ॥ અતિ માધુર અનંત ફલ પ્રગટ થાય છે ॥ અતિ ઉતમ છાયા છે ॥ જે કોઇ તડકેથી અકલાંણો આવે તો તેની છાયાએ કરીને સર્વાંગે સીતલ કરે ॥ અને અતિ માધુર મિષ્ટ ફલ આપે અને કેહેનો ડગાવ્યો ડગે નહીં ॥ અને પેલો બે પાંદડાનો આંબો છે ॥ તેણે કસોએ અર્થ સરે નહીં ॥ અને બાલક સે હેજે રમતાં ઉપાડે તો ઉપડી જાય ॥ અને પેલે કલ્પ વૃક્ષ આવે મદોનમસ્ત હસ્તી બાંદ્યો રહે ॥ પણ એક જ જાત માટે બેહુ આંબા કહેવાય છે ॥ પણ અંતર એટલોજ છે ॥ ત્યમ જીવ ને સબંધ હોય છે ॥ તે સાક્ષાત્ સબંધ હોય છે તે ત્યાંહાં સ્નેહનુ એકજ રૂપ માટે એકજ નામ કેહેવાય છે ॥ પણ તારતમ એટલુજ છે ॥ અંતરાય એટલોજ છે તે પ્રીછજો ॥ અને ધણી જો પેલા બે પાંદડાના આંબાને બાગમાંહે પેલા કલ્પ વૃક્ષ આંબાના પાસે વાવે ॥ રક્ષા કરે જલ સીચેતો તે આંબો ફલિત થાય ॥ ત્યમ ઇહાં શ્રીજીના મનમાંહે આવે અને જીવનો જીવે સબંધ ટાળીને પોતાસુ સબંધ કરાવે ત્યારે ફલિત થાય ॥ ધરમિની સુદ્રષ્ટ વિના કાર્ય સીધ ન થાય ॥ એ પ્રીછજો ॥ પેહેલુ એજે જીવ જીવના સબંધની વાત કહી ॥ તે તો ધરમ સબંધીની સાધારણ વાત કહી ॥ પણ ધરમિ સબંધી ભગવદી ને આ સ્વરૂપ વિના અન્ય વ્યાસંગ તેટલુ બાધક છે ॥ પ્રસંગ ॥ ૫ ॥ હવે વેહેવાર સબંધીનો પ્રસંગ ॥ ૬ ॥ પેહેલુ કહ્યું છે જે આણુમાત્ર અન્ય વ્યાસંગ તેટલુ બાધક છે ॥ જધપી ભગવદીને વેહેવાર વિનાતો કાંઇએ ચાલતુ નથી ॥ અને દેહ સ્વચ્છરાખવી જોઇએ ॥ તે માટે ભ્રષ્ટ લોક નાસ્તીક સાથે વેહે વાર કરે છે ॥ ભગવદીતેમાંહે મન ઘાલેતો તે બાધક નહી કે સુ ॥ ત્યાંહાં કેહે છે ॥ જયાંહાં મણીધરસર્પ હોય છે ॥ તે થોડો હોય છે ॥ તે મણીને દેખે નહિ તો તત્કાળ તે સર્પ મરે ॥ અને તે સર્પ જયહવારે રાત્રે દેહ નીરવાહને અરથે રાત્રે ફેરવા નીસરે છે ॥ ત્યહવારે રાફડા ઉપર ઉંતમ ઠાંમ જોઇને જ્યાંહાં ચારે પાસાની કોર ઉચી કરીને વાલી લે છે ॥ જયહ વારે જમજલઇને ચોહો પાસાની કોર ચાંપી રાખે છે ॥ તે મતે

રક્ષ-
૬૫

સરપ મણીને મેલીને આસલી પાંસલી ચરે છે ।। અને મણી
થી વેગળો જાતો નથી ।। અને મનને ધ્યાન ચાહારે દ્રષ્ટિ તે
મણી ઉપરી રાખે છે ।। તે મણી તે જીવનુ જીવણ છે તે જોઈ
ને ઘણુ હરખ પાંમે છે ।। અને ચરે છે ।। તો કોયેક કેહેસે
જે ।। તે મણી ઈમ અદભુત વાહલો છે ।। તો દેહ નીરવાહ
કરવા જાય છે ।। ત્યહવારે પોતાના માથા ઉપરી મણીને કાંરે
હેવા દે તો નથી ।। વેગળો શા માટે મેહેલે છે ત્યાંહાં કેહે
છે ।। તે મણી સર્પને પ્રાણુથી અતિ વાહાલો છે ।। અને ભક્ષ
ને અરથે જયાંહાં જાવ છે ત્યાંહાં કાંઈ એક કાંકરા માંહે જાવુ
પડે છે ।। અને કોઇ એક ભક્ષી જીવ ઉપર ફણી મારવી પડે
છે ।। કોઈ એક ઉંપર જડપ મારવી પડે છે ।। કહિ એક
સાંકડે મોકલે આડુ અવળુ ઉચુ નીચુ પડે છે ।। પેટ ભરવાને
કાજે ।। એહવા ઘણાએક ઉપાય કરવા પડે છે ।। તે માંટે
સરપ ઈમ વીચારે છે ।। પોતાના પેટ ભરવાને કાજે જઇયે ।।
અને જયાં જોએ પ્રાણ જીવણ વાહાલી વસ્તુને માથા ઉપરી પાસે
રાખીએતો રંચે રખે મણીને શ્રમ થાય ।। એ વાહલાનુ લક્ષણ
જ છે ।। એહવી બુદ્ધી આવે જ તે માટે મણીને પાસે રાખ
તો નથી ।। પણ પલ માત્ર મનને વિચાર દ્રષ્ટિ વેગલી થાતી
નથી ।। સુરદાસે એક પદમાં કહ્યું છે તે પદ ।। નિરખતી
રહુ ફનગકીમનજ્યુ સૂંદર વાબિનોદ તિહારે ।। ઇન અખીયન
આગેતેલાલન એકોપલહોનીજ્યુંન્યારે ।। તે માટે એણી ભાંત્યે વે
હેવાર કરે ।। તો કાંઇ બાધક થાય નહીં ।। ત્યાંહાં કોઇ એક
કેહેસે જે નાસ્તિ લોકમાં રેહેવું છે ।। અને તે સાથે રાત્રી
દીવસ સંગ કરતાં ભગવદીને તે ધરમ નાતે લોકના કાંઈ સ્પર્સ
તો થાયેજતો ।। ત્યાંહાં કેહે છે ।। દક્ષિણ દીસાએ સમુદ્રને નેતાં
મૃવરણનો સંગ છે ।। ત્યાંહાં મોતી નીપજે છે ત્યાંહાં ભાંતિ
ભાંતિની છીપ હોય છે ।। તે માંહે જીવ હોય છે ।। અને
સ્વાતી નક્ષત્ર આવે છે ।। ત્યહવારે નાંની મોટી સઘળી છીપ
જીવને પાતાલ થકી જલ ઉપરી લાવીને છીપનાં બેહુ પડ જલ
ઉપરી લાવીને તે જીવ જલ ઉપરી સ્વાતિ મેઘ સાંહાંમુ જોઇ
ને રહે છે ।। પછી આપ આપણા ભાવ પ્રમાણે જયાંહાં જેહ
વારે સ્વાતિ મેઘનાં જલનાં બિંદુગ્રહીને તે છીપનાં બેહુ પડ
મલીને તે જીવપાતાલે જાય છે ।। પછી તે છીપમાં જીવ રહે
છે ।। તો ખારા સમુદ્રના જલમાંહે અને તે છીપ જીવ નીત્ય
તે સમુદ્રમાંહે પોતાનું ભક્ષ ચરે છે અને તેહવારે અર્ધ શરીર

પોતાનુ જલમાંહે રાખે છે ॥ અને તે જીવ પાછો છીપમાંહે રાખે છે ॥ અને તે છીપ મલતી જાય છે તે છીપની કોરે પોતનું શરીર લોહોવાતુ જાય છે ॥ સમુદ્ર સબંધી જલથી તે જીવ ભીનો રહેતો નથી ॥ જે મછનુ શરીર ભીનુ કરીને લોહે છે ॥ તેમ લોહોવઇને તે જીવ છીપમાંહે પેસે છે ॥ તે સા માટે ॥ જે ઘણીએ તે જલ રસાવિષ્ટ કિધુ છે ॥ ત્યાંહાં ખારા જલ સમુદ્રનો રખે સ્પર્સ થાય તો મોતી નીપજે નહી ॥ તો ઉતમ મુંકતા ફલ નીપજે છે ॥ જો જાણીએ છેજે તે જલનો સ્પર્સ થાતો નથી ॥ જલ બિંદુ કોરાં પડે છે ॥ તેહવા મોતી તે બહુ મુલ થાય ॥ તે માટે જે જેવો સમુદ્ર છે ॥ ઉતમ ભગ વદી એણી ભાંત્યે વેહેવાર કરે તો રંચે લૌકિકનો સ્પર્સ થાય નહીં ॥ અને સમુદ્રમાંહે સાધારણ સરખાતો ॥ સંખ કોડી બીજા અનંત જીવ રહે છે ॥ તેહનુ તે કેહેતો નથી ॥ આશ્રા માત્ર કહુ છું ॥ વિચારી સમજી લેજો ॥ જયમ સરસ નાયક નાયકા આપ આપણા કારજ કરે છે ॥ પણ મન તે સમે કહે છે ॥ તે કાંઇક કેહેસે જે અંન્ય વ્યસંગે કરીને પ્રભૂ અણુમાત્ર તો વિચારતા હસે ॥ તો ત્યાંહી કેહે છે ॥ જયમ કોયેક સોભાગ્યવંતી સ્રી છે ॥ અને તેને ઘણોએક કાલે પુત્ર પાંમવા નીમીત હરીવસાદીક શ્રવણ કરતાં ઘણેક પ્રયત્ને પુત્ર થયો ત્યહવારે તે પુત્ર માતા પીતાને ઘણો વાહાલો લાગે છે ॥ તે માંહે માતા તે ઘર સબંધી કાજ કરે છે ॥ ત્યાંહાં અંન્ય વ્યાસંગ થાય છે ॥ પણ એક પુત્ર તે વીસરતો નથી ॥ તે પુત્રને હરખે કરી આનંદ ભરીજ રેહે છે ॥ ત્યમ ઇહાં જા ણજો ॥ અને પુત્રનું દ્રષ્ટાંત તે પુત્ર માતા પિતાને ઘણોજ વાહલો છે ॥ તે ગુણ માટે એણી ભાંત્યે ભગવદીના વેહેવાર ભાવ વિચારજો ॥ પ્રસંગ ॥ ૬ ॥ હવે તારત્યમનો પ્રસંગ સાતમો કહી યેછીયે ॥ વિચારતે ભાવના હાથમાં છે ॥ જેનો જેવો ભાવ તેવુ તેનું સમજજો ॥ એતો સરવ ભગવદીના પ્રકાર ભીન્ય છે એ જીવ સમજતો નથી ॥ એતો ભાવ સમજ છે ॥ આપ આપણા ભાવ તે ભીન્ય ભીન્ય છે ॥ તે કોઇ કેહેસે જે ઠાકુરના લોક તો સરખે સરખાજ છે ॥ તો તે તારત્યમ કહુ છુ તે શા માટે ॥ નાંના મોટા ભગવદી સરખે સરખાતો ॥ સરવેનો રસ્તો એકજ છે ॥ ત્યાંહાં કહે છે ॥ હિરાની જાત્ય હોય છે ॥ ત્યાંહાં સરવે હિરા ખરાજ ॥ પણ હિરે હિરે અંતર ઘણોજ છે ॥ એક હિરો સહસ્ત્ર રૂપીયાનો હોય છે ॥ એક અર્ધ લાખનો

છે ॥ એક લાખનો હોય છે ॥ એક હિરાનું મુલ થાતુ નથી ॥ એક હિરો સકલક હોય છે ॥ એક દોષ હોય છે એક નીર્દોષ હોય છે ॥ એક સરણીયો હિરો કેહેવાય છે તે હિરાતે ખરાજ પણુ તારત્યમ એણે પ્રકાર છે ॥ ત્યમ ઇહાં સર્વે ભગવદીતે ખરાજ પણુ તારત્યમ એણે પ્રકાર છે ॥ તો કોઇ કેહેશે જે ધણીના લોકમાંહે તારત્યમતે સું ત્યાંહાં કેહે છે ॥ જયમ એકજ આંબાની કેરી પકવવા ઘાંલી છે ॥ ને તે પાકીને આંબા થાય છે ॥ ત્યાંહાં ફલે ફલે રસ સ્વાદનુ તારત્યમ જ હોય છે ॥ જે સ્વાદ લેઈ જાણે છે તે સુક્ષમ રસભેદ તારત્યમને જાણે ॥ તે આંબે આંબેને થડે થડે જુજુવા સ્વાદ હોય છે ॥ તેહનું સુ કહિએ ॥ વલી જયમ બ્રહ્માની સૃષ્ટ ઉપરી અનંત ભરી છે ॥ પણ કોયેનુ સુખ કેહેનાએ જેવુ નથી ॥ સુખે સુખે કાંઇ એક તારત્યમજ હોય છે ॥ પણુ એકતે તારત્યમજ હોય છે ॥ ત્યમ ઇહાં તારત્યમજ જાણવું ॥ પણુ એ કેટલીએક વાત છે ॥ જો શ્રી અંગમાંહે તારત્યમજ છે ॥ શ્રી માહાપ્રભુજી ગાદી સુદે બેઠા છે ॥ અને કોયેક ભગવદી વાંસાની પાસ દરસન કરે છે ॥ ત્યાંહાં વાંસો દીસે છે ॥ શ્રી હસ્તનાં વલન ચલન દીસે છે ॥ ગ્રીવા દીસે છે ॥ વચનામૃત સાંભળે છે ॥ તોહે પણુ તે ભગવદી ને સંતોષ થાતો નથી ॥ અને જેહવારે સનમુખ જઇને અતિ પ્રસંન્ન શ્રી મુખારવિંદને દેખે છે તે વારે જે સંતોષ થાય છે ॥ તો બીજુ સૂ કહીએ ॥ શ્રીમુખે કેહે છે ॥ જે માહાલક્ષમી આગળ ટંકસાળ પડીતે ખરી ॥ આવી પાછી તે ખોટી તો તેજ તોલા તેજ ઘડે ઇમ તારતમજ છે ॥ વલી કેહે છે ॥ જીવનાં તારત્યમજ કાંઈ નથી ॥ તે માટે ધરમ સબંધી ભગવદી ભાંત્ય ભાંત્યના હોય છે તેહનો પ્રકાર ભીન્ય છે ॥ ઈહાં ભગવદીને તારત્યમજ કહ્યું તે સાંહાંસુજો ॥ શ્રી મહાપ્રભુજી કૃપા કટાક્ષે જુએ તો ॥ ધરમ સબંધીથી ધરમ સાધન થાય ॥ પણ કૃપાના રૂપ ઘણાં છે ॥ જેટલા ધરમ છે તેટલા કીપાના રૂપ છે ॥ જ્યાંહાં જેહવી કૃપા કરવી ઘટે ત્યાંહાં તેહવી કરે છે ॥ પણ સરવે રસદાંન સબંધી કૃપાતે ભીન્ય છે ॥ તે કૃપાનુ રૂપ ભીન્ય છે શ્રી મહાપ્રભુજીએ શ્લોક કહયો છે ॥

યદૈનાતુકૃપાહેતુર્ન તદસી પ્રમાએબપીતાં ।
કૃપાકુરૂ રાધેશ્ય પાતધ્વૈન્યમાપ્રુયાંતે ॥

માટે એક કિપા છે ॥ તે કિપાતો એકજ છે ॥ તે માટે તેની જ કૃપાજે ઉપરી કરે તેહનુ પરમ ભાગ્ય પ્રગટ કરનાર હોય ॥

અને તે ક્રિપા કરે તો દૈન્ય પ્રગટ થાય શ્રી માહાપ્રભૂજી તે ભકતને વિષે સર્વ વિષે આણી જે અતિ આર્તિ ઉપજાવે ॥ તેહનુ નાંમ દીનતા ॥ દિનતાના રૂપ રસસિંધુમાંહે કહ્યાં છે ॥ વ્યશન સ્નેહમાંહે તે સવાયો ॥ ભ્રંમવિકલતા અતિ અંગો અંગ ચટપટી ઉદ્વેગ પ્રતાપ બલે લોહી સુકે દેહનૂ ॥ ચિત્યે વિત્યે મુર્છા જાગેને દુખ પાંમે ઘણુ ॥ એક પલ સુખ જ્યાંહવારે ધ્યાંનપીયુ તેહનૂ ॥ ચિંતાતુ વકતા ફિરે ॥ ચિંતન ભાવે ગોપ્ય રાખે ક્ષણ નહી ભુલેકાંમ ગ્રેહેતુ પીઉ વિરહે અનેક ભાવ ઉઠે એ એહવી આએકસૂ જાણે રૂપ છે તેહનું ॥ એક દીનતાનૂ રૂપ દીનતા વેહેવાર સબંધી પ્રબલ અગનિ રૂપ એ સર્વને વિષે એણી આરતીની એકકોએકર્ણકા શ્રીજી એજે ભકતને વિષે મેહેલે તે વિરહા અગનિ કરીને તેના પ્રતિબંધને કરતાં જે બ્રાહ્માભ્યંતર દોષ તે સરવે બલે દોષ બલે તે કયમ જાણીયે ॥ જે પેહેલુ શ્રી માહાપ્રભૂજીએ જે પેહેલુ રસદાન કીધુ હોય છે ॥ તે રસ ઉછળી ઉંછળીને બાહાર નીસરે છે ॥ જીવ દેહના વિકાર માટે ॥ અને નીજરસ દાંન કરે છે ॥ તેણે આરતી રૂપ અગની પ્રગટ થાય છે ॥ તે અગનિ એકઠીને જયમ જયમ દોષ બલતા જાય છે ॥ ત્યમ ત્યમ ગોપ્ય વસ્તુ હેઠી બેસતી જાય છે ॥ ઇમ કરતાં કરતાં દોષ બલી રહયા ત્યહવારે પ્રભુ પોતાની પાસે લઇ ને સર્વ રસનો અનુંભવ કરાવે ॥ એ પ્રકાર સરવે કહયો ॥ ત્યાંહાં દ્રષ્ટાંત કેહે છે ॥ જયમ સેલડી પલવાનો પીલુ છે તે રસનો ગુડ કરે છે ॥ ત્યહવારે લોઢાની મોટી કઢઇ હોય છે ॥ તે કઢાઈમાં રસતે ઘણીમોંહો લગણુ ભરે છે ॥ અને તલે બલતુ કરે છે ॥ ઉભરાઇ ઉભરાઇને બાહર નીસરી જાય છે ॥ માંહે જલ વિકાર છે તે માટે ॥ ત્યાંહાં એક જણો ઘણીએ રાખવા મેહેલ્યો છેતે લાકડીએ વાંસની છાબડી બાંધીને તેને હલાવે છે તે રસને બોહરી જાવા દેતો નથી ॥ અને ઉકલતાંમાંહેથી મેલ નીસરે છે ॥ તે બાહેરી કાડી નાખે છે ॥ અને હલાવે છે ઈમ કરતાં કરતાં રસ તે હેઠો બેસતો જાય છે ॥ અને રસ કાંઈ એક થોડો ઉકલે છે એમ કરતાં કરતાં જલ વિકાર બલી રહે છે ॥ તેવારે નિરવીકાર કેવલ રસ થાય છે ॥ અને તે રસ હેઠો નીચે જઇને રહે છે ॥ પછે નિરવિકાર રસનો જ્યાંહાં ઠાંમ હોય છે॥ તેવારે તે રસને ઘાલી મેહેલે છે ॥ તે રસ પછે વણસે નહી ॥ ઇમ જ ઘથો કરે છે ॥ પણ તે સેહેજી કાજે આવે છે ॥ પણ તે હિયે પાછુલો પ્રકાર પ્રીછજો

પણુ જ્યમ વસ્તુ ગોપ્ય રહે ત્યમવારૂ ॥ વસ્તુ જ્યાંહાં લગ
ણુ જાણુીયે ॥ તે ઘણુજ કાચો છે જ્યમ રસોઈ કરતાં કાચુ
અન્ન હોય ॥ તે ઉભરાઇને બાહેરી પડે છે ॥ પરી પક્વ થયુ
તે વારે નીચે જઇને રહે છે ॥ અને કઇએક અન્નમાંહે ઓગ
ણો રહે છે ॥ તો જલ અગનિ હાંડીનો સોવાંક ॥ એતે રસોઈ
વા કરનારનો વાંક ॥ જે કાં સાચવ્યુ નહી ॥ એ પ્રકારે સર્વ
પ્રીછજો ॥ પ્રસંગ ॥ ૭ ॥ હવે ધરમ ધરમિ રસ દાંન સબંધી
પ્રસંગ આઠમો ॥ એમ આપણી મેળે ભગવદીએ સાવધાંન રેહે
વાય તેમ રેહેવું ॥ પછે જાહાં રસ દાન કરવું ॥ તેવુ પ્રભુ
જ્યાંહાં દાન કરસે ॥ પણ શ્રી માહાપ્રભુજીને સુરૂચે છે ॥ કયમ
રૂચે છે ત્યમ રેહેવું ॥ જ્યમ લૌકિકમાંહે રાજા છે ॥ અને સભા
માંહે બેસે છે ॥ અને આપ આપણા અધીકાર પ્રમાણે સેવક
નીકટ રેહે છે ॥ અને રાજાસુ વેધાંણા રહે છે ॥ એક ચિતે
સાવધાન રહે છે ત્યાંહાં રાજા કોઇએક સાથે વાત કરે છે ॥
એકની વાત સાંભળે છે ॥ કોયેએકને દેસ પરગણાં આપે છે ॥
કોએકને દંડે છે ॥ કોયેકને મારે છે ॥ કોએકને બાંધે છે
કોએકને બંધ છોડે છે ॥ કોએકને જવા દે છે ॥ ઈમ રાજા
ભાંત્ય ભાંત્યના કારજ કરે છે ॥ અને ભીતરી રાણીઓ ઘણીજ
હોય છે ॥ અને રાજાને ભીતરી જાવાનો સમય થાય છે ॥
તેથી પેહેલાં સર્વ રાણીતે વસ્ત્ર આભુષણ મંડનાદીક કરીને
આપ આપણે દ્વારે ઉભી રહે છે ॥ ઓટે હોય છે તે કોયે
કોને દેખે નહીં ॥ પાછા રાજા જ્યારે સભાએથી ઉઠીને ભીતરી
આવે છે ॥ ત્યારે એક મત્યે એક રાણીનુ સમાધાંન કરતો
જાય છે ॥ કેહેનેક અવિલોકને ॥ કિહાં એકને વચને ॥ કાંહાં
એકને સ્પર્ષે એણી ભાંત્યે વિવિધી મન ભાવતાં વિલાસ કરતો
જાય છે ॥ અને તે પાત્રનીજ સુખાર્થ અંગીકૃતનીજ સ્ત્રીયો તે
હને રસાર્થ વિવિધી રસદાંન કરતો જાય છે ॥ તેહને જેહ
રસદાંન કિધું ॥ તે રસને રાજા જાણેકે રાંણી જાણે પછે તે
રાણીનો વારો હોય છે ॥ તે રાજાને ઘેરી જઇને રાત્રીતે રાંણી
સાથે વિલાસ કરતો જાય છે ॥ એમ અનુક્રમે સર્વ રાણીના
વારા આવે છે ॥ પાછે પ્રાંતકાલે નિત્ય કર્મ કરીને વાહેરી સભા
એ આવી બેસે છે ॥ વાહોરી સભા સબંધીજે જે સેવક છે ॥
તે તો ધર્મ સબંધી છે ॥ ભકતનું દ્રષ્ટાંત ॥ અને ભીતરીજે
નીજ અંગીકૃત સુંદરી છે ॥ તે તો ધર્મ સબંધી ભકતનું
દ્રષ્ટાંત ॥ રાજાતો લૌકિક છે ॥ તે માટે લૌકિક રસદાંન કહ્યું ॥

શ્રી માહાપ્રભુજી છે તે તો અલૌકિક છે ॥ તે માટે લૌકિક રસદાન કહ્યું ॥ તે માટે ઉદારરાયનુ રસ તે અલૌકિક છે ॥ ધરમિ સબંધીને એજ રસદાંન જે રાત્રી દીવસમાંહે એજ વિચારમાંહી રહે ॥ જે શ્રી માહાપ્રભુજીને શું રૂચે છે ॥ શ્રી માહાપ્રભૂજી કયમ પ્રસંન્ન છે ॥ કયમ સુખ પામશે ॥ એજ ઉપાયમાં રેહેવું ॥ શ્રીમુખે શ્રીપંચાધ્યાઇ સબંધી શ્લોક કહે છે ॥

અબમદર્થોજીતલોક વેદસ્યાંનાહિવો મટથાનુવૃતત્રયબલા ॥

ઇમ કેહે છે ॥ સુખ ભકત પ્રત્યેયસોદાંનંદનૂ વચન છે ॥ અંતર ધ્યાંન પ્રગટ થાય છે ઇમિ કહ્યું ॥ તે તમ્હોમદર્થ માહારો રસ ભોગતે પત્યીહ મેલોક અને વેદ અને સરવે જે આત્મા તેહનો ત્યાગ કિધો ॥ તેહવારે પોતાનો દેહ પ્રભુ અરથે આવે તેહ વારે મંડન કરેનહી ॥ ત્યહવારે ન કરે જે કરવૂં ॥ તે પ્રભૂ નીમિત્ય કરવું ॥ એ આત્માનો ત્યાગ ॥ પોતાને પોતાનો દેહ ત્યારે રૂડો લાગે ત્યારે જે ઘડી પ્રભુને અરથે આવે જે ઘડી પ્રભુના અર્થે ન આવે તે ઘડી દેહના ઉપર અરૂચી થાય ॥ એણી ભાંત્યે ત્યાગ ॥ વિવિધી વિચાર વિવેક સૂખ દુખ ભોગ સ્વાદ સરવે જાણે ચેતના મન સૂએ ત્યારે સર્વ ઇન્દ્રીનુ તિરોધાન શ્રીમુખે શ્રી પંચાધ્યાઇ સબંધી શ્લોક કેહે છે ॥ ચિતંસુખેન ભવતાપહરંગ્રહેસું ॥ એ સુખભકિત નું વચન છે ॥ સર્વ પ્રત્યે ચિત મન તે માંહે હરી લીધું ॥ હવે દેહતો સુન્ય છે ॥ તો ઘેરી જઇને સુકરીએ એપ્રીછજો ॥ તે માટે જધપી જીવતે દૂખ સુખ ભોગવે છે ॥ પણ સ્વતંત્ર નહીં ॥ હવે પાછલી વાત કેહે છે ॥ ભગવદી પ્રભુંનેજ વિષે સુખજ વિચારે છે ॥ તે શા માટે અહીથી વાત રહી છે ॥ તે કેહે છે મન છે તે લોભ છે ॥ વિવિધી સુખ ભોગવવાની ઇચ્છા કરે છે ॥ અને જીવ તે મનથી સુખ ભોગવે છે ॥ અને તે સબંધી ભકત છે તેહનુ મન શ્રી માહાપ્રભુજી વિષે નિરંતર રહ્યું છે ॥ તો જયારે જીવ તે મનથી સૂખ પાંમે ॥ ત્યારે જાહાં મન હોય ॥ ॥ ત્યારે સર્વ સુખ વિચારે જતો ॥ મન દ્વારા એ જીવને શ્રીજી સું સબંધ છે ॥ પણ જયમ ઉચી તહસે ત્યમ શ્રી પ્રભૂજી કરસે ॥ પણ સેવક સબંધી સેવા જય ઉપાય કરવો ॥ તેહનુ ભાગ્ય છે જાહા રસ લે છે ॥ શ્રી સુખે એક દૂહો કહયો છે ॥ વૃજની ભાષાએ ॥ સહસ્ત્ર સાહેલી એક પીયું ॥ ચઉદીસ પીયુ પીયુ હોય ॥ ન જાનુ કોરા વસે કુત સોહાગન હોય ॥ ૧ ॥ પણ શ્રી પ્રભુજી છે તે સર્વ

ને વિષે સર્વને રસદાન કરે છે ॥ પણ પાત્ર પ્રમાણે રસ જામે
છે ॥ શ્રીમુખે કથા વારતા વિવિધી રસદાંન કરે છે ॥ જ્યાંહાં
જે પાત્રનો જેવો ભાવ ત્યાંહાં તેવો રસ જાંમે છે ॥ ત્યાંહાં શ્રી
મુખે કેહે છે ॥ યશોદાનંદને જે વચન વ્રજ સુંદરીએ જે વચન
કહયાં ॥ રૂષી પત્નીને તે ॥ ફરી ઘેરી ગયાં ॥ અને વ્રજ
સુંદરી તે ત્યાંહાજ રહયાં એ પ્રીછજો ॥ તે માટે જધપીએકે
કે રસ પણ પાત્ર ભેદ રસ ભેદ રસ થાયે ॥ તે માટે આશ્રા
માત્ર કેહુ છું પણ સરવ સામજી લેજો ॥ જધપી ભાવ રસા
વિચારતાં ઉપજસે ॥ પણ જેવુ જેવુ વરણુ કિધુ હોય ॥ તે
હને તેવોજ ભાવ ઉપજસે પણ વરણમાંહે ભેદ ઘણા છે ॥ પ્રસંગ
॥૮॥ સમાપ્ત ॥ હવે સુક્ષમકાળનો પ્રસંગ કહિયે છીયે ॥
નવમો ॥ હવે શ્રી માહાપ્રભૂજી આગળથી ક્ષણ માત્ર વેગળા
રહીએ તેટલી હાંન્ય છે ॥ હવે ત્યાંહાં અભિજીત નક્ષત્રનો કાળ
આવી લાગ્યો છે ॥ તે કેહે છે ॥ એકવાર શ્રીમુખે અભિજીત
નક્ષત્રની વાત કહિ હતી ॥ જે એ કોયેક રાજાહતો ॥ તેહને ઘેર
એક પુત્ર પ્રગટ થયો ॥ અને એક મજુરને ઘેર પુત્ર પ્રગટ
થયો ॥ રાજાના પુત્રના અને મજુરના પુત્રના બેહુના જનમાક્ષર
સરખાજ આવ્યા ॥ તે માંહે રંચે ફેર નહી પછે રાજાનો પુત્ર
તે રાજ્ય જોગ થયો ॥ અને મજુરનો પુત્ર તે મજુરી કરવા
લાગ્યો ॥ કોયેક દીવસે એ વાત રાજાએ સાંભળી ॥ ત્યારે મોટા
મોટા જોસીને તેડીને પુછયું ॥ જોએ બેઉના જનમાઅક્ષરતો
એકજ છે ॥ અને ભાગ્યતો જનમાક્ષરેજ જણાય છે ॥ તો આ
જનમા અક્ષર ઇમ કિમ ઘટે તે કહો ॥ ત્યારે જોસીએ કહ્યું
જે રાજા કાળ નીગત્ય તે અતિ સુક્ષમ છે ॥ તે સુક્ષમ કાળ
કોયે સંધાયે નહી ॥ એમ જોસીએ કહયું ॥ પણ રાજાને મન
એવુ નથી ॥ જે કાળની ગતિ કેટલી એક સુક્ષમ હસે જે
સંધાયે નહી ॥ ત્યારે જોસીએ કાળની પરીક્ષા દેખાડી ॥ ત્યારે
નાગર વેલનાં પાંનસો ॥૧૦૦॥ આણી રાજા આગળ મેલ્યાં ॥
અને રાજાને કહયું જે હમણાં અભિજીત નક્ષત્રનો કાળ આ
વશે ॥ અને આ લોઢાનો સોઇયો હાથમાંહે ધરીને પરોહે ॥
અને જ્યારે હુ કહુ ત્યારે સઘળાંએ પાંન એકેહારે વીધજો ॥
જેટલાંએ પાન અભિજીત નક્ષત્રના કાળમાંહે વીંધાસે તે સરવે
સુવર્ણનાં થસે ॥ પછે તે સમય આવ્યો ત્યારે જોસીએ કહયું ॥
ત્યારે રાજાએ એકેહારે સો પાંન વિંધ્યાં ॥ ત્યારે વિક્ષ પાંન
સુવર્ણનાં થયાં ॥ અને બીજાં જેહવાં હતાં તેહવાં રહયાં ॥

ત્યારે જોસીએ રાજાને કહયું જે વિસ પાન વિંધાંણાં ॥ જ્યાંહાં લગી એક કાળ રહયો ॥ પછે કાળ બીજો થયો બદલાયો ॥ તોએ સુક્ષમ કાળ તો કયમ સંધાયે ॥ તે માટે એ બેહુનાજ જનમાક્ષર તો મલ્યા નહીં ॥ પાછે રાજા આશ્રય પાંમ્યો ॥ અને તે જોસીનુ વચન માંન્યું ॥ એમ શ્રીમુખે કેહે છે ॥ આ અભિજત નક્ષત્રતો નિત્યે આવે છે ॥ તે કઇ વેળાએ આવે છે તે કેહે છે ॥ પાતળુ તણખલું લઇને બરાબર કરીને દીવસે પેહેલે પોહોરે એક તણખલુ તે સુર્ય સાંહાંમૂ અગ્ર કરીને ભુમિ ઉપર આડુ મેલીએ ॥ અને બીજુ તણખલુ તે સુર્યની સાહામે મેહેલવું ॥ તણખલાના અગ્ર સાથે અડકાવી ઉભુ રાખીયે ॥ અને ઉભા તણખલાની છાયાનુ અગ્ર તે આડા તણખલાની પશ્ચિમ અગ્રે બરાબરી આવે તે સમે અભિજીત નક્ષત્રરો કાળ હોય છે ॥ અને છાયા તો ચાલતી જાય છે ॥ નિમિસ પણ ઉભી રેહેતી નથી ॥ તે તો જાય છે તો કાળ કયમ સંધાયે ॥ તે માટે આ કાળનો સમે આવ્યો છે ॥ ક્ષણ માત્ર આ સ્વરૂપ વિના અંન્ય વ્યાસંગ થાય તેટલી હાંન્ય છે ॥ સાસ્ત્રે કહયું છે તે અર્થ શ્લોક વિલંબો ન કર્તવ્યં કાલો ભ્રંમતિ મસ્તકે ॥ અને વિજ્ઞાદાસનું પદ છે ॥ વ્રજની ભાષાએ ॥ કાલ કરાલફિરત શીર ઉપરી આઈ અંચાનક કરત ધાતરે ॥ દુંહો ॥ કાલ ગઇ સો ચલી ગઇ અરૂ કિન દેખી હો કાલ દોઉ કલ બિચ કાલ હે સકેતો આપ સંભાલ ॥ એક વાત છે ॥ એક રાજા આગળ નાટીક થાતુ હતુ ॥ ને રાત્રીને સમે જ્યારે નાચે છે ॥ જે પાત્ર તેણે વિચાર્યું જે હવે રાત્રી થોડી રહિ પણ રાજા તો રીજ્યો નહી અને જો રીજેતો કષ્ટ સુજરે આવે ॥ એહવૂ વિચારીને પાત્ર મન ભંગ થઇ તે નૃત્યમાંહે ભેદ પડવા લાગ્યો ॥ ત્યારે મૃદંગી હતો તે ચતુર હતો ॥ તેણે વિચાર્યું જે પાત્રનુ મન ભાગ્યુ છે ॥ એ વારૂ નહીં ॥ અને પાત્ર તે પ્રકાસ કરી સકે નહિ ॥ એવુ જાણીને તેણે મૃદંગી એ મૃદંગમાંહે શ્લોક વગાડયો તે શ્લોક ॥ ગંત બહુત રેકાલં સેસાતિષ્ટતિ સર્વરી ॥ દીર્ઘ હરદેસમા છાયે કુરૂત નૃપ રાજન ॥૧॥ એ શ્લોકમાંહે કહ્યુ છે ॥ જે બહુ કાલ તે ગયો છે તે હવે થોડી રાત્રી રહિ છે ॥ થોડો કાલ રહયો તે માટે તુ મન ઠામ રાખીને જ્યમ રાજા સુખ પાંમે ત્યમ કર ॥ રાજાનું સુખ વિચારી તુ તારા સૂખનો વિચારમાં કરીસ રાજાનૂ સુખ વિચારીયે ॥ અને આપણુ સુખ વિચારીયે ॥ એ આપણો

ધર્મ નહીં ॥ જ્યમ રાજ રીજે ત્યમ તુ તાહરો વિચાર
એમ તે મૃદંગીએ શ્લોક વગાડયો તે પાત્રે જાણ્યો ॥ તે ફેરી
માંહે મૃદંગી ઉપર ઘણુજ રીજે તે અતિ ઉછાહ સાથે મન
કરવા લાગી ॥ પછે રાજા રીજ્યો ॥ પછે પોતાના કંઠનો નૃત
તે પાત્રને આપ્યો ॥ પાત્રે પાધરોજ મૃદંગીને અળેજ ઘાલ્યો ॥ હાર
ત્યાંહાં એક રાજ કુંવર ॥ એક મહંત એક સુખવાસણુ એણે
આપ આપણે ભાવે કરીને ભીન્ય ભીન્ય રીજીને જે જે મૃદંગી
ને આપ્યુ છે ॥ તે તો લેખતો નથી ॥ તે માટે આ કાળ
તો એહવો જાય છે ॥ સ્વપ્ના સરખો જાય છે ॥ તે માટે વૃથા
કાલ જવાદીજીએ તેટલીહાંન્ય છે ॥ તે સબંધી ભગવદી તે વિચારી
ને સમજી લેજો ॥ એકવાર શ્રીસુખે રાજા કરણની વાત કહિ
હતી ॥ જે એકવાર કર્ણ તેલ લગાડતા હતા ॥ અને સોનાને
કટોરે તેલ હતુ તે કટોરો ડાબી પાસે હુતો ॥ તેણે સમે એક
જાચક માગવા આવ્યો હતો ॥ ત્યારે તે સોનાનો કટોરો ડાબે
હાથે કરીને જાચકને આપ્યો ॥ ત્યારે કોણે કહ્યું જે જમણે હાથે
લઉ તેટલે કાળ બદલાયો ॥ પછે ન જાણીએ સી બુદ્ધી ફાંનાપે
થાય ॥ એમ કહ્યુ છે ॥ એક પદમાંહે કહ્યું છે ॥ વલી શ્રીસુખે
કહ્યુ છે જે ॥ રાંમએ બે અક્ષર માહારા ॥ એ અક્ષરનો કાલ
તે ભીન્ય છે ॥ ઇમ કહ્યુ છે ॥ એક પદમાંહે કહ્યું છે પ
છાહાહની ભખાએ એહેબલછા છાલીજાયસી ॥ ચલી ધન ધનકે
ઠાડીતો કોટીલક્ષ ઉપાય કરો ફિરીઆયે જ્યાંહી ॥ એ પદના
સમાછાયે કહ્યું છે ॥ ઇસન સમેન ચિતાસાસો પસતાણી તે
માટે પ્રકાર વિચારી આપ આપણા ધર્મને વિષે સાવધાન
રહેવું ॥ પ્રસંગ ॥ ૯ ॥ હવે નીકટ રેહેવાય તો રૂડું છે તે વિષે
પ્રસંગ દસમો ॥ હવે જ્યમ જ્યમ શ્રીમાહાપ્રભૂજીને નીકટ રેહે
વાય ત્યમ રૂડું છે ॥ ધરમ ધરમી સબંધીને સાવધાન રહેવું ॥
જ્યમ મોટા મોટા યજ્ઞ થાય છે ॥ તે વરસ વરસ લગણ
યગ્ન થાય છે ॥ તે વારે જે જે યગ્ન થાય છે ॥ તે સબંધી
જે જે મનુષ્ય હોય છે ॥ તે કેહે છે ઘણીએ જને યગ્ન
સબંધી કામકાજ સુપ્યાં છે ॥ જે જેને વસ્તું જોઇએ છીએ ॥
તે દેસ પરદેસ જઇને તે વસ્તુંના કામ કાજ કરનારા લાવે
છે ॥ પણ પૂર્ણનો સમે ઢુકડો આવ્યો છે ॥ ત્યારે કામ કરનારા
વેગળા કે ઢુકડા ગયા હોય છે ॥ તે સરવે ઉતાવળા આવે છે ॥
જધપી તેયગ્ન સબંધી કામકાજ કરવા ગયા છે ॥ પણ યજ્ઞ
સબંધી જો વસ્તુ જો પૂર્ણ હુતીને સમે જો આવિ પોહોચે

નહીં ॥ જો યજ્ઞને અર્થેના આવે તો સા કાજની ॥ ત્યમ ઇહાં
રસ પૂર્ણતાનો સમે છે તે માટે જે આપ આપણા ધર્મને
વિષે સાવધાન રહેસે તો તેહનો ધર્મસુધરસે ॥ નહી સાવધાન
રેહેસે તે ફીકો પડસે ॥ જયમ રાજા આગળ નટુવા પાત્ર નાચે
છે ॥ ત્યાંહાં તાલ મૃદંગાદીક એનેક વાજીંત્ર વાજે છે ॥ ત્યારે
સહુએ સેહેજે વગાડે છે ॥ નાચણહાર નાચે છે
પણ જે વારે છેક વાળવાનો સમય આવે છે ॥ ત્યારે સહુએ
સાવધાન રહે છે ॥ સહુએ આપ આપણો મેલજાણે છે ॥ જે
રખે છેક ભુલીયે ॥ જે ભુલે છે તે નિર્થાય છે ॥ જે નથી
ભૂલતો તેહનો રસ રહે છે ॥ જયમ સાવધાંન રહેસે તેનો રસ
રહેસે પણ જીવણકા એહવી છે તે જાણીએ છે ॥ જે પ્રભું
આપણે પાસે છે ॥ પણ સ્પર્સ રંચે થાય નહી ॥ જયમ કાચ
નાકુવામાંહે હિંદોળા ખાટ બાંધે છે ॥ ત્યારે જ્યાંહાં રાજા રાણી
બેઠા છે ॥ આસપાસા વિવિધ રચના કરે છે ॥ તે રાજા રાંણી
બેઠા હોય છે ॥ ત્યાંહાં જાણીએ છે જે રંચે ફસીએ ઓટ છે
નહી ॥ અને કોયેક સ્પર્ષ કરવા જાય તો સ્પર્ષ થાય નહી ॥
ત્યમ આશ્રી ચરણારવિંદ આડી જીવણકા એહવી છે જે સ્પર્ષ
થાવો તો ઘણો કઠિન છે ॥ એપોતે કીપા કરે તારે જાણે
પાંમીયે ॥ પણ જીવનું સાંમર્થ નહીં ॥ એ વસ્તુ લગણ પોહે
ચી સકે ॥ જે શ્રીજીએ એકવાર વાત કહિ હતી શ્રીનાથજી
દ્વારી કહ્યું જે એક માહાસરોવર ભર્યું છે ॥ અને તેને પાસે
એક બાલક ઉભુ હતુ ॥ પાસે માતા હુતી ॥ ને તે સરોવરમાંહી
એક ફુલ પડયુ હતું ॥ ત્યારે તે બાલકે કહયુ જે પેલુ ફુલ
મને આપ ॥ ત્યારે માતાએ કહયૂ જે ચાલ ॥ ત્યારે તે બાલક
ફુલ લેવાને પાણીમાંહે પેઠી ॥ અને જયમ બાલક આગો આગો
જાય ॥ ત્યમ ત્યમ ફુલ વેગળુ વેગળુ લેહેરે જાય ॥ પછે ગળા
સાંમે જલે જઇને ઉભો રહયો પણ તે ફુલ હાથ આવ્યું
નહી ॥ એમ શ્રીમુખે કહયું તેઇમ ઉપાય કરતાં હાથ આવે ॥
ત્યારે એક વૈષ્ણવે કહયુ જે જે બાલકનો જેટલો ઉપાય થઈ
આવ્યો તેટલો તેણે કીધો ॥ તોહે હાથ ના આવ્યું તોહે
હાથ કયમ આવે ॥ ત્યારે શ્રીમુખથી કહયું જો તેણી પારથી
વિચાર આવે તો ફુલ હાથ આવે ॥ નહીતો ના આવે ॥ પણ
જીવે જીવનો ઉદ્યમ ઉપાય તે થઇ આવે તેટલો તે કરવો ॥
પછી પ્રભુ ઉતમ હોય તે કરે ॥ ઇમ શ્રીમુખે કહયું ॥ તે
માટે એ પ્રકાર પ્રીછજો ॥ અને શ્રી માહાપ્રભુજીની નીત્ય સમે

સમેની ॥ અનેક વિવિધિ પ્રકારની કથા તથા વારતા ત્યાંહાં
હાંસી કરે છે ॥ તે તમો કથા તથા વારતા હાંસીમાં જાણુજે
એતો પોતાના સ્વરૂપ વીના બીજુ કાંઇએ નહી ॥ નિરોધ તે
સું ॥ શ્રીમુખે પૂર્વ લિલા સબંધી નિરોધની વારતા કહે છે મુક્ષભક્તે
પોતાના ઘરમાં ઉખલ આદી દઇને તે કાંઇ વસ્તુ પદાર્થ દ્રષ્ટે
પડે ત્યારે જસોદાનંદને જે જે કાર્ય કિધાં છે ॥ તે સ્ફુરી
આવેજ ॥ પણ તે મુક્ષ ભકતને ઉખલ આદીક પદાર્થ સ્ફુરે
તો જ નથી ॥ તેમજ વાહેરી સ્વરૂપ જ સ્ફુરે ॥ એમ શ્રીમુખે
કેહે છે ॥ તેમજ બાહેરી સ્વરૂપજ સ્ફુરે એહનુ નામ નિરોધ ॥
સર્વ મૃત્યુ પાતાલી સબંધી ગુસલગુ પક્ષી આદી દઇને મેરૂપ
ર્વત વારતા શ્રીમૂખે જે જે કહે છે ॥ તે તો સાંગીકૃત ભકત
ને નિરોધ અરથે ॥ નહી તો નીત્યે વારતા સીદને કહે ॥ એમ નીત્યે
જે વારતા વિવિધી પ્રકારની લિલા કરે છે ॥ તે સરન સ્વભકત
ને અરથે ॥ ધરામ સબંધી ભકતને દ્રષ્ટે જે જે વસ્તુ પડે
તથા કેહેથી જે જે વસ્તુ સાંભરે ॥ તથા તેણે સમેજે જે વાત
કહિ હોય તે રસ સમેત રસાવિષ્ટ સ્વરૂપ જ સ્ફુરી આવે ॥ પણ
આણુ માત્રે બીજુ કાંઈએ સ્ફુરેજ નહી ॥ અલૌકિક દેખે અલૌકિક
સાંભરે ॥ પણ ધરમિ સબંધીને ધરમિ વિના વિજુ સ્ફુરી આવેજ
નહી ॥ એ તે સ્વરૂપ ભકતનો નીરોધ છે ॥ એક વાર શ્રીનાથજી દ્વારી
શ્રીમુખે વાત કહી હતી જે એકવાર શ્રી ગોસાંઇજીનો સેવક
હતો ॥ તે ગામમાં બીજો કોઇ વૈષ્ણવ સેવક નહી ॥ અને
અડેલથી શ્રી ગોસાંઇજી શ્રીનાથદ્વાર પધારતા હતા ॥ અને
મારગે તે વૈષ્ણવનુ ગામ આવ્યું ॥ ત્યારે તે વૈષ્ણવે શ્રી ગોસાં
ઇજીને પોતાને ઘેર પધરાવ્યા ॥ અને અનેક ભાવ અતિ હર્ષ
સુ કિધાં ॥ પછી શ્રી ગોંસાયજી ભોજન કરી ઘરમાંહી બેઠા
છે ॥ અને શ્રી ગોંસાઇજી તે બ્રાહ્મણનો સંકોચ દેખીને વેહેવાર
નો અને શ્રી ગોસાંઈજીએ પુછયું ॥ જે તુ અહિયાં કોણ પ્રકારે
નીરવાહ કરે છે ॥ જે પ્રાંણનાથ ઇહાં એક ગામને પાસે વૃક્ષ
છે ॥ તે તલે એકવાર રાજા બેઠા હતા ॥ તે વૃક્ષની પાસે
જઇને બે ઘડી ત્યાંહાં બેસીન વ્રક્ષના સાથે ભગવદ વારતા કરી
ને ઘેરી આવું છું ॥ એણી ભાંત્યે હુ નીરવાહ કરૂ છુ એ
વચન સાંભળીને શ્રી ગોસાઈજી ઘણુ સરાહયાને પ્રસંન થયા ॥
જે લૌકિક પુછયું અને અલૌકિક ઉતર આપ્યો લૌકિકતે સ્ફુરે
જ નહી ॥ ઈમ શ્રીમુખે કહિને ઘણુ સરાહયા એ નિરોધ ॥
નિરોધ તે મર્યાદા પુષ્ટ ભેદ ॥ અતિરોધતે કેવલ પુષ્ટિ રૂપ ॥

પણ શ્રી માહાપ્રભુજીની કિરપા વિના અતિરોધ થાય નહીં ॥ પણ જેહને જેહવુ હોનાર હોય છે ॥ તેહને તેવીજ બુધીસેહેજે હોય છે ॥ શ્રી સુખે કેહે છે ॥ જે મોરના બાલકને થાલી જલે ભરીને મેલીયે ॥ તે બાલક જ્યારે જલમાંહી ચાલે ત્યારે જે મોર કલાપી હોનાર હોય છે ॥ તે પાછો ફરી ફરીને જોતો જાય છે ॥ જે રખે માહારાં પીછ ભીજાયે ॥ જદ્યપી પીછ આવ્યાં નથી ॥ તોહે પણ પીછ હોનાર છે ॥ તે પાછો ફરી ફરીને જોતો જાય છે ॥ તે માટે એહવૂ જહસે ॥ અને જે ઢિલ હોનારી હોય છે ॥ તે સુધીજે ચાલી જાય છે ॥ ઇમ શ્રીસુખે કહે છે ॥ અને જ્યમ પાંચ સાત આઠ વર્ષની કન્યા હોય છે ॥ તે વસ્ત્ર પહેરે છે અને છેડે કરીને વારે વારે ઉર્ધ સ્થલ ઢાંકે છે ॥ જે જદ્યપી કુચ પ્રગટ થયા નથી ॥ પણ આગળથી હોનાર છે ॥ પણ તે આગળથી જ એહવી જ બુદ્ધી હોય છે ॥ ત્યમ ભગવદીતે ઘણીના વિચાર ઉપરી જેહવું હોનારૂ હોય છે ॥ તેહવિ સેહેજ બુધી હોય છે ॥ જીવ પોતાના સ્વરૂપ વિચારે ॥ અને આ શ્રી માહાપ્રભુજીનુ સ્વરૂપ રંચે જાણીએ તો વિચારતાં એ અદભુત વાત છે ॥ અને શ્રી પ્રભુજી જેહવુ સમાધાન કરે ॥ અને તે ભગવદી મનમાંહે પોતાની મોટાઇયો ન ત્યારે જાણીએ જે સબંધ સ્વરૂપ સાથે તે વેગળો છે ॥ શ્રીસુખે કેહે છે ॥ જે જશોદાનંદને ભોજન સમે વનમાં ગ્વાલ મંડલી કિધી ॥ તે કમલના આકારે કિધી ॥ કમલની પાંખડી જ્યમ તાંહાંની ત્યમ મકરંદ ફલની સમિપ હોય છે ॥ જે જે વેગળી તે ફલથી વેગળી હોય છે જ્યમ ગ્વાલ નાહના તે નિકટ છે ॥ એહવી ઘણી પ્રકાર શ્રી સુખે કેહે છે ॥ જ્યમ જ્યમ મોટા ત્યમ ત્યમ વેગળા ॥ જ્યમ જે ભગવદી જાણે જે હુ મોટો છુ તે વેગળો છે ॥ જે નિજ કૃપાના અંગીકૃત છે ॥ તેનું સમાધાન પ્રભૂ કરેજ નહી ॥ જો કરે તો જાણીએ જે કાંઇક દંડ દેવાની ઇચ્છા છે ॥ જ્યમ કોઇ પુરૂષ ઘણે દાહાડે ગાંમથી આવે છે ॥ ત્યહવારે તેહના માતા પીતા ભાઇબંધ સરવે જઇને મલે છે ॥ અને સ્ત્રીતો નાસીને ઘરમાંહી જઇને એક પાસે ખુણે સામી ઉભી રહિને તે ધણીને જુવે છે ॥ તે આનંદતો અંગમાંહે માતો નથી અને બીજાજે મલે છે તેહનું સમાધાન ન થાય તો તે દુંહુભાય ॥ તે માટે જે સમાધાંન નાજે પાત્ર છે ॥ અને સ્ત્રીતે ધણીએ દીઠી નથી॥ પણ વાતે તેહને પુછતો નથી ॥ અને સાંહાંમુ એ જોતો નથી ॥ અને

હરદયમાંહે સ્ત્રી તો વસી રહી છે પણ એકાંત સ્ત્રીને મલે છે ॥ ત્યારે તત્સબંધી તે રસ ભીન્ય જ પ્રગટ જ થાય છે ॥ ત્યમ ભગવદીનૂ સમાધાન કરે તે જાણીએ જે સમાધાનનુ જ પાત્ર છે ॥ એક ભકત છે તેને કોયે જાણે નાહિં ॥ ત્યમ પ્રભૂજીની જ કૃપા સબંધી રસદાંન કરે છે ॥ ભગવદી જીવ સંપૂર્ણ જન્મ શ્રી પ્રભુજીની સેવા કરે છે ॥ અને આ શ્રીજી એક વાર રંચેક કૃપા કટાક્ષે જુવે તો તે જીવ સર્વ પ્રકારે કૃતાર્થ થાય ॥ રંચે કૃપામાંહેન જાણીએ ॥ કેટલોએ રસ પ્રગટ થાયે ॥ જ્યમ એક સરોવરમાહા જલ ભર્યું છે ॥ એક નાહનુંસુ ખાબો ચીઉં છે અને તે ખાબોચીયામાંહીં એક હાથ ભરી જલ બાંદ્યુ અધમણ જલ બાંદ્યુ હસે ॥ અને માહા સરોવર છે ॥ ત્યાંહાં એક તલ ભરી જલ આઘુતો ॥ તે જલ કેટલાયે લાખમણ બાંદ્યુ હોયે ॥ તે કુણે એક સુથાયે નહી એ સુધા સમુદ્ર જે શ્રીજી તેહની રંચક કૃપા હોયેજ ॥ તો જેટલા વિઘન કરતાં તેટલા મિત્ર થાય ॥ સાંનુકુળ થાય ॥ ત્યાંહાં પુરાતની શ્લોક

અરીમિત્રવિસંપંથ સઘર્મિંધિર્મંતિ ભવેત્ ।
તુષ્ટેકષ્ટેજગંનાથે વિપરીત પર્જંએ ॥

તે માટે પ્રભુ પ્રસંને સર્વ વિઘન નાસપાંમે ॥ એ શ્લોક માંહે રામ વિભીક્ષણ ભીસ્મ પાંન્ડવ વાસુદેવ દસરથ વેદનું દ્રષ્ટાંત જાણવું ॥ ત્થા ચંદ્રાહાસનું અને કુણે ભગવદીએ કોઇનો દોષ જોવો નહી ॥ એ સર્વ શ્રી ઠાકુરજીની સૃષ્ટિ છે ॥ તો આપણ જીવ કાંઇ સમજીએ નહી ન જાણીયે તેહનુ સુ કારણ છે ॥ એ સર્વ ભગવદી પ્રભૂજીના કામના છે ॥ જ્યમ બાગમાંહે ફલ ફુલ સબંધી અનેક ફલફુલ વાવ્યાં છે ॥ અને એરંડી કરણ આદી દઇને સર્વ લત્તા ગુલ્મ વાવ્યુ છે ॥ પણ સર્વ ધણીના કામના છે ॥ તો જે વાવ્યાં છે ॥ પણ આપ આપણા અધિકાર પ્રત્યે ॥ આપ આપને ઠાંમે ભલુ છે પણ તે આંબે એરંડીનુ હસવુ નહીં ॥ પણ એટલુ જે આંબનાં ફલને એરંડીનાં ફલ એકઠાં કરીએ તો રસાભાગ થાયે ॥ એમ સર્વ જાતિએ તારત્યમ છે ॥ પ્રસંગ ॥ ૧૦ ॥ હવે જીવ સબંધીનો પ્રસંગ કહિએ છીએ ॥ હવે શ્રી માહાપ્રભુજીની લિલાતો જાણવા જીવનુ સાંમર્થ નથી ॥ આ ગ્રંથ શ્રી માહાપ્રભુજીની આગ્યાએ લખો છે ॥ પણ હુ કાંઇ ધર્મ વિચાર સમજતો નથી ॥ જ્યમ જયદેવે સોલમી અષ્ટપદીમાં કહ્યું છે ॥ શ્રી જયદેવ મર્ણીત વ વચનનપ્રવિસતીહરી રીતિ હરહરદય મનેન ॥ ૯ ॥ તે પદમાં

જયદેવે કહ્યુ જે મે વચન માત્રે કહ્યું પણ હુ કઇએ વિરહે પ્રીતિનુ રૂપ સમજતો નથી ॥ પદમાંહે કહ્યુ છે જે એહવિ વિરહા વાસ્થામાં હોય તો હરી હરદેમાં પ્રવેસ કરે ॥ તે અવ સ્થા પ્રીછી નથી ॥ તે માટે ચરણારવિંદ મકરંદને જાણવા જીવને યોગ્ય નહીજ પણ શ્રી પ્રભુજી કરે તારે સુ ન થાયે ॥ અને શ્રાં પ્રભુજી તો માહારા મનને બલાતકારે પોતાના ચર ણારવિંદ નીકટ રાખે છે ॥ પણ માહારૂ મન લૌકિકમાંહે નાસી નાસી જાય છે ॥ પણ ધણીનુ હેત જાણી નીકટ રેહેતુ નથી રસમંજરી ગ્રંથનો એક શ્લોક છે ॥

હસ્તેધૃતાપી સવને વિને બસીતાપી કીઠીકૂનાપી પંતને વિહરેગ તુજાંની મેહેનવરથતસ્ય વેસ્પાય પારદસ્થાયંદનુ ક્ષમતે કરણે જયમ અગ્નયોવનાનાયકાને સખીએ નાયક પાસે પ્રથમ સમાગમે બાહિર બલાતકારે મોકલી પણ ધણી પાસે રહેવાનૂ મન માંને નહી ॥ પછી ધણી તેહનો આગ્રાંન ભાવ જાણીને તેનો હાથ ઝાલે છે ॥ તોહે જાવાનો ઉધમ કરે છે ॥ પછી ધણી તેહને પોતાના અંગ સાથે ભીડે છે અને પછી રાખે છે ॥ તોહેપણ બાહેર જાવાનો ઉધમ કરે છે ॥ જાણે છે જે છુટુ તો વાહેર નાસી જાઉં ॥ પણ જધ પીતે અજ્ઞાનાદ જીવના ધણી ઉપર રૂચી ધરતી નથી ॥ ધણીનું કહ્યુ કરતી નથી ॥ લોકમાંહે જાવાનુ મન કરે ॥ તોહે પણ ધણીને અરૂચ થાતો નથી ॥ જયધપી જયમ રસાભાસ થાતો નથી અધીક અધીક રૂચ કરે છે ॥ અને મિઠે મિઠે વચને કરીને તેહને સમજાવે ॥ બીજા તે સમેના હાવ ભાવ કરે છે ॥ ઘણુએ કેહેતે મનમાંહે ધરીને બલાતકારે તેહના મનમાંહે રૂચી ઉપજાવે ॥ પણ તેમ ધણાના મન માંહે આવતુ નથી ॥ જે હુ આણે પ્રકારે હેત કરૂ છુ ॥ તોહે પણ બાહર લોકમાંહે જવા હિડે છે ॥ જો જાવા દેઉ એમ મનમાંહે આવતુ નથી ॥ શા માટે જે પોતે એહવો પ્રકાર તેહનો જાણિ વિચારીને અંગીકાર કર્યો છે ॥ અને રસ ને સમજતી નથી તો એહનો કાંઇ દોષ નથી ॥ હવે હેવુ જાણીને તેનાયકાના ઉપર હેત સહિત રૂચી ઉપજે છે ॥ પણ વિરહ ઉપજતો નથી ॥ તે માટે આ શ્રી માહાપ્રભુજીયે જાણી ને વરન કિધુ છે ॥ તો પોતાના વર્ષા જીવનું અવગુણ મન માંહી નહિ ધરે ॥ પોતાના ભકતને જ અર્થે પોતાનુ પ્રાગટ છે તો વર્યા જીવને ઉત્તમ પદાર્થ હસે તેજ કરસે ॥ પોતે શ્રી સુખે કહે છે ॥ જે શ્રીજનં નાથજીના મસ્તક ઉપરી એક ફુલ

સોનાનુ હતું ॥ ત્યારે એક સેવકનુ મન ચલ્યું ॥ તે લેવાને ઉતમ કરવા લાગ્યો ॥ પણ પોહોચાય નહી ॥ તે માટે જગન્નાથરાયના ખભા ઉપર પોતાનુ વસ્ત્ર મેલીને ચઢયો ને ફુલ લીધું ॥ પછી ત્યાંહાં ખુણે જ સંતાયો ॥ પછી બીજે સેવકે તે ફુલ લીધુ ॥ જાણ્યા પછે તેહને સાહને મારવા લાગ્યો ॥ ત્યારે શ્રી જગન્નાથરાયે કહયું જે એ માહારો સેવક છે ॥ તેહને મારસોમાં ॥ જો એ વસ્ત્ર મેલીને ખભા ઉપર ચડયો તો એટ લોજ મનમાંહે ભેં લાગ્યો ॥ તો સેવકે ત્યાંહાં જ પછે સેવક મેહેલી દીધો ॥ અને ફુલ તેણે આણી દીધું ઇમ કહિ શ્રીમુખે શ્લોક કહયો છે ॥

રકતવિરકતેમધ્ય ઇયસ્તેસ્વાંમિન સ્રી ગુણાગુણ

દોષ ગુણ ગુણા દોષો દોષો ગુણ ગુણા ॥

શ્લોકમાંહી ઈમ કહયુ જે સેવક પ્રભૂને વિષે અનૂરકત છે ॥ તેહના દોષ તે પ્રભૂ ગુણા કરીને માંને છે ॥ તે સેવક વિરકત છે ॥ ઉદાસી છે ॥ પ્રભુ ઉપર મન નથી તેહના ગુણ તે પ્રભુને દોષ સરખા લાગે છે અને જે અનુરકત નથી ઉદાસીએ નથી મધ્યસ્થ છે ॥ તેહના દોષ તે દોષ લાગે છે ॥ ગુણ તે ગુણ લાગે છે ॥ ઇમ શ્રી મુખથી કહે છે ॥ તે માટે પોતે જે જીવ વર્યા છે ॥ તેજ જધપી અવગુણ ભર્યોજ છે ॥ પણ શ્રી પ્રભુજી પોતાની ઓર વિચારીતે તેહના અવગુણ ચિત ધરસે નહિ ॥ અને તે સેવક જધપિ દૂખદાઈ હસે ॥ તો એ પ્રભુજી તજસે નહી ॥ જે અંગીકાર કિધો તેજ કીધોજ ॥ ત્યાંહાં શ્રીમુખે કહેલ જય પંચાસીકાના ગ્રંથનો શ્લોક લખ્યો છે ॥ અધ્યાયીનો જતહ હ રકીલ કાલ કુટું કુર્મોવિ ભર્જધિર્ણર વપ્રષ્ટ ભાગે અભિવિનીર્ધાર્વ હતીદૂ ॥ સહવાગ્રી મંગીકૃતે સુકૃત તન પરીપાલયતિ ॥ શ્લોક નો શબ્દાર્થ હરિજે માહાદેવ તેણે વિરચ પીડાતો જાણીને કાલ કુટ વાસુકી નાગનુ વિસ તે સર્વ પીધુ ॥ તે વિષ માહાદેવને દુંખ દે છે તોહે તજતો નથી ॥ કુકર્મ જે કછુપન તેણે વાસા ઉપરી પૃથવીનો સર્વ ભાર ધર્યો છે તેણે પોતાનો વાંસો તપે છે ॥ ભાર લાગે છે તો હે પણ પૃથવીને ત્યજતો નથી ॥ અને અભેનિધીજે સમુદ્ર તેને સુર્યનો પુત્ર જે વડવાંન અગ ની તેણે વીશ્નુચક્રમારતુ હતુ ત્યાંથી રક્ષા કરીને પોતાના પેટ માંહાં રાખ્યો ॥ તે વડવાંનલતે સમુદ્રનું જલ નિત્યે એક જોજ નવાધતુ હતુ તેટલુ જલ નીત્યે બાલે છે ॥ તે દૂખ સરવે સમુદ્ર ખમે છે ॥ પણ તે અગ્નીનો ત્યાગ કરતો નથી ॥ શા માટે જે

મોટાએ તેહનો અંગીકાર કીધો તેહનુ દુઃખ સહે પણ ત્યાગ કરતો નથી ઇમ શ્રી મૂખે કહે છે ॥ માટે તે પ્રભૂજી સ્વકીયજનની અવગુણ સાંહાંસુનહી જુવે અને જો જીવ પોતાનુ સ્વરૂપ વિચારી જુવે તો શ્રી માહાપ્રભૂજીએ ઘણુએ કિધુ છે ॥ જે અનિતુ છે ॥ હિન જીવ અને તે જીવ ને પોતાના કરીને પોતાના સનમુખ શ્રીજી બેસારે છે ॥ અને અદભુત અસાધારણ આપે છે ॥ પણ જીવ પોતાના ધણી નીકટ રહે તો ॥ જયમ જાલરની જાતિ હોય છે ॥ તે જાલરને જયહવારે બાકે છે ॥ ત્યારે કોઇ એક જાલરતે કાચો રહે છે ॥ તેહને જલ અગનીનો સ્પર્ષ થાતો નથી ॥ તો જ્યોતે વાલ પોતાની ટેક રાખી તોએ વાલ સોના સાંમે તોલાઇ છે ॥ સોવર્ણ સનમુખ રહે છે ॥ તે ખરો વાલ કહેવાય છે ॥ જયમ અલ્પ જીવ અને આ શ્રી મહાપ્રભુજી સનમૂખ બેસે છે ॥ સ્વ ધર્મ વસ્તુ રંચે જાણીને જુવે છે તો તે જીવના ભાગ્યનુ સુ કહિયે ॥ અને શ્રી માહાપ્રભુજી ધર્મની ટેક ઉપર ઘણુ સરાયે છે ॥ તે માહે ગંધારીની વાત કહિ છે ॥ જે વારે પરણવાને સમે ગંધારીએ ધૃતરાષ્ટ્રને બેસાર્યો ॥ અને અંતરપટએ કર્યો ॥ ત્યારે ગંધારીએ વિચાર્યુ જે એ કાંઇ વસ્તુને જુવે નહી ॥ તે હુજોઉ તો માહારો ધર્મ નહી ॥ એવુ વિચારીને ચુંદડી ઓઢી હતી ॥ તલેઇને પોતાની આંખે પાટો બાંધ્યો ॥ અને પછી એક સત પુત્ર જણ્યા ॥ પણ પાટો ખોલ્યો નહિ ॥ એમ શ્રી મુખે કહિને ઘણુ સરાહયા ॥ જે એના સાહસનું સું કહિએ ॥ એમ ઘણી એક વાતો કહે છે ॥ તે માટે અંગીકૃત જીવનો એ ધર્મ છે ॥ ચિત સાથે વિચારીને જો જો ॥ વલી શ્રી મુખે એકજ વાત કહે છે ॥ એક વાર શ્રીનાથજી દ્વારી શ્રી ગોસાંઇજી ભોજન કરવા બેઠા છે ॥ ત્યારે ખવાસને પુછ્યુ જે કાલ તો હલદી ખપતી તો આજ સાકમાં હલદી કયાંથી ત્યારે ખવાસે કહ્યું જે હુ શ્રી નાથજીના ભંડારથી લઇ આવ્યો ત્યારે શ્રી ગોસાઇજી તેહને ઘણુ ખીજ્યા ॥ જે તે શ્રીનાથજીના ભંડારથી હલદી આણી તે સા માટે ॥ પછી અચવિને ખવાસને કહ્યુ જે ॥ પહેલુ એ સાક સઘળુ એ તુલે ॥ અને પછી બીજો પ્રસાદ તુલે ॥ પછી શ્રી ગોસાંઇજીની આજ્ઞા માટે ॥ તે વૈષ્ણવે સાક રાખમાંહે રૂદન કરતો કરતો લેવા માંડયું એમરાખ સાથે કોળીયા બે ત્રણ ભર્યા ॥ ત્યારે શ્રી ગોસાંઇજીએ કહ્યુ જે ઇમ લેસે તે સા માટે ॥ ત્યારે તે સેવકે કહ્યુ જે રાજા આરોગ્યા

રસ-
૮૧

સ-૨

નહિ ॥ તે તો માહારે સર્વે રાખ સરખુ છે ॥ પછી શ્રી ગોસાંઇજીએ કહ્યુ જે હવેતુ એ રેહેવા દે ॥ બીજો પ્રસાદ લેઇને ઉઠ ॥ ઈમ શ્રી સુખે કહ્યુ હતું ॥ તે માંહે બીજા ભેદ છે ॥ વિચારી જો જો હવે સોફેર ॥ એકગાંજે આજને સમે એજ પુરસારથ છે જે ફરી ફરીને એ શ્રી સુખજોઇયે ॥ આપ આપણા ભાવ પ્રમાણે રસપાન કીજે ॥ એ શ્રી મહાપ્રભુજીને સુખદાઈ હોય ॥ તે ઉપરી ઘણુ હિત કરીયે ॥ એને જેવારે કોઈ ઉતમ વરણુ પરણે છે ॥ ત્યારે જ્યમ લગનને સમે જ્યમ લગન સાધવાને નિકટ વર્ત હોય છે ॥ તે એક ચિતે સાવધાં ન રેહે છે ॥ તે સેવકે આ સમે વિચારીને આપ આપણા ધર્મને વિષે સાવધાંન રહેવું ॥ પણ સર્વ ધર્મતે શ્રી મહાપ્રભુજીને હાથ છે ॥ તે માટે શ્રી ઉદારરાય શ્રીજી સેવકને ઉચીત હસે તે કરસે ॥ પણ જીવેજીવનુ કૃત હોય તે કરવું ॥ શ્રીસુખે કેહે છે ॥ તે ઉપાધ રહિત સાવધાંન રહિને જીવે જીવનુ કૃત હોય તે કરેતો ઇશ્વર ઈશ્વરનુ કૃત કરે ॥ ઇંમ શ્રી સુખે કહ્યુ છે ॥ વલી શ્રી સુખે કહ્યુ છે ॥ ઈહાંતો શ્રી અચારજી માહાપ્રભુ બલે સર્વ થાય છે ॥ વલી કહે છે ॥ જાણે તથા અજાણે જે જીવ આ મારગે રહે તેહને શ્રી આચારજી બલે ધર્મ હાંન્ય નહિ થાય ॥ ત્યાંહાં દ્રષ્ટાંત કહે છે ॥ જયમ બ્રાંહ્મણનો બાલક છે ॥ ને તેને ઉપવિત દીધુ છે ॥ ત્યારે તે જોનિત્ય સંધ્યા ત્રીકાળ ન કરેતો તેહને અપરાધ પડે ॥ અને બાલકને સંધ્યા કરવા ઉપર મન નથી ॥ ધર્મ રહે તે સું ॥ અને જાય તે સું ॥ સમજતોજ નથી ॥ પણ પીતા એ ગુરૂને બાલકને બળાતકારે સંધ્યાવંદન કરાવડાવે છે ॥ તેહને ફરીને તે બાલકનો ધર્મ જાતો નથી ॥ ઈમ શ્રી સુખે કહે છે તે માટે હુ સરખા અપ્રોજ્યક જીવને નિશ્ચિત થઇને રહયા છીએ ॥ ત્યાંહાં શ્રી સુખે શ્લોક કહે છે ॥ નિસાધન ફલાતમાયં ॥ પ્રાદૂરભૂતોસ્તિ ગોકુલે ॥ અતો વયં સુનિશ્ચિતા સર્વત્ર એહી ॥૧॥ એ માહી કહ્યુજે સાધન રહિત જીવને ફલદાતા તે શ્રી ગોકુલેસ વિષે પ્રગટ છે ॥ તે માટે અસ્હો નિશ્ચિત થયા છીયે ॥ ઈમ શ્રી સુખે કહે છે ॥ તથાપી જીવને જીવનું કૃત હોય તે કરવૂં ॥ પ્રસંગ ॥ ૧૧ ॥ સવાયો ॥ શ્રી પ્રભૂજીની આગ્યાએ મે કિધો છે ગ્રંથ રસાલય એહનુ નામ છે ॥ એહને સમે સમે એ ગ્રંથ વિચારજો ॥ શ્રી સુખજો જો રસાલો તેહનુ ॥ મેં તો એ કાંઇયે નથી પ્રીછયું ॥ જે જોવે એ ધન તેહનું ॥ શ્રીજી

દરસન આપે છે સહુને ॥ તેહને જાણીને ભાગ્ય છે તેહનું ॥
દુંહો ॥ આગ્યાજે જેહ તે તો મે મસ્તક ધરી ગ્રંથ રસાલય એ
હ કિધો ॥ માહાવદાસએ ॥ ૧ ॥ ચોપાઇ ॥ જો જો ગ્રંથ સાહુ
એ પ્રીત્યે ॥ સ્વરૂપ સમેત્વને ગ્રાહકરીત્યે ॥ પ્રગટ થાસે ભાવ
અનેક ॥ જીવનો દોષ રહે નહી એક ॥ વલી સવયો શ્રીજીના
એ લોક સમસ્તને વિનવું છું ॥ જોડી બેઉ કરજાણે ॥ કહુહો
અજાણે ચુંક ॥ તમારૂ ઉપર એ જયાંહાં હોયે ॥ એક વાત
રસાલી ॥ ત્યાંહાં તો જાણજો કેહેનારા એકવાર ॥ સમે સમેએ
ગ્રંથ વિચારજો ॥ જો જો શ્રીજી રૂપ મનોહાર ॥ કુંડળીયો ॥
હોયે અનવસર ત્યારે જો જો ॥ ગ્રંથએ ઉંડે વિચારે ॥ અનુભવ
ઉપર એ સમજસે ॥ ભાવ ભવ અનુસારે ॥ શ્રીજી આવીહદએ
રહે ॥ શ્રીમદ ગોકુલનો વાસી ॥ કર જોડી માહા કહે ॥ ચોક્ષરા ॥
શ્રીજીને દેખે છીયે નિત્યે ॥ સુરવારા નિજ ઠાંમ માહાવિયો
બિજુ નવ જાચો ॥ એટલે પુરણ કાંમ ॥ ઇતિ શ્રી માહાવદાસ
કૃત વિરચિતં રસાલય ગ્રંથ સંપુર્ણમ્ ॥

## શ્રી ગોકુલનાથજીનું સ્વરૂપ

નિર્ભય કરીને ધર્મ સ્થાપ્યો જે
ભાજીયા સંકષ્ટ
મહાપતિત ઉદ્ધારીયા જે થયાંતા
તે અતિ ભ્રષ્ટ
જે જશોદા સુત હવા
અને ચારી વ્રજમાં ગાયો
તે શ્રી વિઠ્ઠલ સુત હવા
શ્રી ગોકુલરાયે
દહીં દુધ નવનીત ચોરી કીધા
શ્રી ગોપીશું હાસ્ય
શ્રી ગોવર્ધન કર ધર્યો
શ્રી વૃંદાવનમાં રાસ
સ્નેહ રૂપી શ્રી વલ્લભજી
આનંદ ભરીયો દેહ
કિશોર રૂપી સદા સોહે
કામનો પતિ જેહ
સર્વ ભાવી ભજો એહને
સૌ હે ધરી વિશ્વાસ
કૃપાસિંધુ એ કૃપા કરીને
રાખશે નીજપાસ
ભગવદીની કૃપાએ કરીને
પ્રસન્ન થાએ એહ
સકલ સુખના દાન આપે
થાયે અલૌકિક દેહ

વિઠ્ઠલસુત ગોકુલપતિ ભજ સિદ્ધાંત સુખમાન
એતન માર્ગી અન્ય ભજન તજનો કઠીન નિદાન ૩૬
વિઠ્ઠલસુત ગોકુલપતી એક રૂપ પરતીત
એ રસરૂપ વિના ભજન, આન ભજન વિપરીત ૩૭

* ચાતક વિષે *

બહોત શાસ્ત્ર શ્રવણન સુન્યો મનમેં કરી પરતીત,
તીહું લોક ઢુંઢત ફીર્યો મીલે ન ધનસે મીત
નયનન દેખ્યો શ્રવણ સુન્યો સકલ વિશ્વકોસાર
કોટિક ઉપમા દીજીયે મીલે ન ધન ઉનહાર
સરવર સરિતા સાગરે ગાવત વેદ પુરાણ
નવધનજીવન ચાતકી બસન તાહીમે પ્રાણ
ધન વરસનકી આશમે દીની દેહ ગીરાય
ચાતક ચિત કેસે ભરે અનત ન મન ઠહેરાય
સબને મનજી નિકાસી કે લીયો અનન્ય વ્રત એક
પ્રાણ જાઓ પ્રણ નજાઓ યહ ચાતકકી ટેક
અપને અપને ઇષ્ટ કો ભજે કેઉ વિધ રીત
નવધન રટના ચાતકી ગાવત પિયુ પિયુ ગીત
ધનહી જીવન પ્રાણ ધનસો પ્રિત ધનપતિવર
ધનકો સુમરણ ધ્યાન ધનધન રટતે ધન ભયે

* પ્રીત વિષે *

પ્રેમી પરીચયના કરે એક શ્યામ બીન અન્ય
જગમાં સૂતાં જાગતા પ્રભુમાં પ્રેમ અનન્ય
ધીકવો ખાખ ફકીરી દિલસે ચાહ નછુટી
માન બડાઇ જબતે પાઇ તબતે કિસ્મત ફુટી
પુરી વિપતી મંહનાઇ આઇ પ્રીત શ્યામસો ટુટી
મીલે રસિક જબ નંદ દુલારો સંજીવન રસ બુટી
રૂપન જાને આંધરો વાંઝ પુત્ર કી પીર
નેહન જાને નીરસજન ભેદે ન ચકમક નીર
સકલ શાસ્ત્ર સંગ્રહ કીએ વાદ વિવાદ વિચાર
રસકે અક્ષર દોયહે તુર્ત કરે તન માર
સેવા નહિ ગોકુલપતિ અષ્ટ છાપ નહી ગાન
સુની નહિ સુબોધિની તે જન સર્પ સમાન
શ્રી વલ્લભ કુલના ચખ્યો ગહે ન ચરણ સરોજ
ધીક ધીક ધીક તેહીજન ધર્યો ધરની પે બોજ

# રસકોષની પ્રસ્થાવના

માહવદાસભાઇએ સોળ શોભનમાં રસકોષની કથા આલેખી છે. એક એક શોભન એ વાવમાં ઉતરવાના જાણે પગથીયા છે.

પ્રથમ બે શોભનમાં આચાર્યશ્રીના પ્રાગટયથી માંડી શ્રી ગોકુલનાથજી સાત વરસના થયા ત્યારની વાત કહી છે ત્રીજા શોભનમાં ઠાકોરજીનો વિદ્યાભ્યાસ વર્ણવ્યો છે ચોથા અને પાંચમા શોભનમાં વિવાહ પ્રસંગ છે છઠ્ઠા અને સાતમા શોભનમાં શ્રી અંગના ચિહ્નોનું વર્ણન છે.

"આનંદ અતિઘણો ઉલટયો શ્રી વિઠ્ઠલજીયને અંગ
પ્રેમ દ્રષ્ટે જુએ જાણે, પ્રગટ થયા શ્રી અંગ
સર્વ ચરણાંબુજ તલે, અતિ સોહે પક્ષનો અંક
એહવા શ્રી અંગ ચિન્હ દેખીને, ઉપન્યો આશંક"

આઠ અને નવમાં શોભનમાં સ્વરૂપ વર્ણન છે શ્રી ગુસાઇજી ગોકુલ દ્રઢવાસ કર્યો સર્વ પરિવાર સહિત શ્રી નાથજીની સેવામાં જોડાયા પછી શ્રીજીના લગ્ન થયા અને શ્રીજી ગુજરાત પધાર્યા તેની વાત કહી છે.

"લક્ષ્મણ સુત શ્રી વલ્લભજી તે ભકતહીત અવતાર
દૈવી જીવના દોષ બાલવા પ્રગટયા વિશ્વાધાર
શ્રી વલ્લભ દીક્ષીત સુત શ્રી વિઠ્ઠલ, પ્રગટયા પુરણ બ્રહ્મ
જીવ સઘલા દૈવી કીધા પ્રગટ પુરૂષોત્તમ
શ્રી વિઠ્ઠલ સુત શ્રી વલ્લભજીતે પુર્ણ પુરૂષોત્તમ
પુષ્ટ પુષ્ટ રસમાં ભીના ટાળિયા જીવ ભ્રમ"

અગિયારમાં શોભનમાં શ્રી વલ્લભજીનો પ્રતાપ અને ચિદ્રુપ સંન્યાસીની વાત માંડી છે.

"શ્રીપાત ત્યાંહા એક આવીયો તેનું નામ ચિદ્રુપ
મથુરા માંહે રહયો તેને વસ કીધો છે ભૂપ
માલા તીલક ઉતરાવવાનો તેને કીધો હઠ
વેદ કાંઇ ન જાણે તે માહા મુરખ શઠ"

ચિદ્રુપે જ્યારે હઠ પકડી અને સર્વેએ માલા ઉતારી ત્યારે ગીરધરજી શ્રીજી પાસે આવ્યા અને બોલ્યા

"ગિરધરજી કહે શ્રીજીને માલા ઉતારો તેણી વાર
પગે લાગી માન માંગુ કહ્યું કીજે સાર
શ્રીજી કહે શ્રી વલ્લભ દીક્ષીતે કહ્યું છે જે સાર
અને શ્રી ગુંસાઇજીએ કહ્યું છે તે પાળવું નિરધાર
તે માંહે કાંઇ ઓછું હોય તો શીખવો મને તેહ
ધર્મને નહિ મેહલું, મારૂં વચન એકજ એહ"

બારમાં શોભનમાં શ્રીજીનો કાશ્મીર પ્રવાસ છે. માહવદાસભાઇ પણ સાથે જ છે. ભુપને મળવાનું તો નિમિત્ત છે પણ દૈવી જીવોના ઉદ્ધાર અર્થેજ પ્રવાસ કર્યો છે ત્યાં દેશાધિપતિને મળ્યા.

તેરમાં શોભનમાં ઠાકોરજીનો સોરમ પધાર્યા તેની વાત છે તે કેમ પધાર્યા તેની વાત આવે છે એટલે વિષય બદલાય છે અને ગંગા જમનાના મેળાપની વાત લખે છે. ગંગાની કથા કહે છે કે બ્રહ્માંડથી નીચે આવી બ્રહ્મા પાસે રહી ત્યાંથી રૂદ્ર પાસે આવી તેને ઠામ રહી ત્યાંથી નીચે આવી જહુ રાજા પાસે રહી. ત્યાંથી ભગીરથની વિનતિને લીધે પૃથ્વી ઉપર સગર પુત્રોને તારવા આવી ત્યાં શાંતનું રાજા તેને કિનારે તપ કરતો હતો તેને પ્રસન્ન કર્યો અને તેની સ્ત્રી બની સાત પુત્રોને જન્મ આપ્યા બાદ આઠમા પુત્ર ભીષ્મની માતા બની

આ સઘળાં દોષને કારણે શ્રી યમુનાજી તેને પોતાના સ્પર્શ થવા દેતા નથી પછી ગંગા દીન બનીને વિનતી કરે છે. ત્યારે યમુનાજી કૃપા કરે છે. જગદીશને વિનવે છે.

ચૌદમાં શોભનમાં ગંગા કહે છે.

"મહાપાપી જીવ છે અનેક મહીતલ જે<br>
સ્નાન કરવા આવે છે નિષ્પામ થાય છે તેહ<br>
હું માંહે તે પાપી રહે છે તેને પામું દુઃખ<br>
સ્ત્રી જાણી દયા કરો, આપો મુજને સુખ"

પંદરમાં શોભનમાં....

"વિનતી સાંભળી ગંગાની ત્યાહા પધાર્યા શ્રીનાથ<br>
ચરણ ધર્યા ગંગામાંહે ત્યારે થઇ તે સનાથ"

આમ શ્રીજીએ ગંગાનો પરીતાપ નિવાર્યો સોરમવાસ દરમ્યાન વરાહનું રૂપ ધરીને પૃથ્વી પણ આવી. તેનો પણ મનોરથ પૂરો કરવા પ્રભુ ચાર મહિના સોરમમાં રહ્યા પછી ભૂપના કહેવાથી શ્રી ગોકુલ પાછા પધાર્યા.

જ્યારે સોળમાં શોભનમાં શ્રી ઠાકોરજીનું સ્વરૂપ કહ્યું છે તેની વાત અહીં અન્યત્ર ઘોળથી કહી છે અંતમાં મહાવદાસભાઇ કહે છે કે એક ચિત્તે રસકોષ ગ્રંથને જે સાંભળશે તેના પર શ્રીજીની કૃપા થશે તેનો દેહ અલૌકિક થશે અને તેને સકલ સિદ્ધિના દાન થશે.

॥ શ્રી ગોકુલેશો જયતિ ॥

માહાવદાસભાઇ કૃત

# રસકોષ



શ્રી ગોકુલેશો જયતિ ॥ હવે રસ કોષ ગ્રંથ લખીએ છે ॥

રાગ રામકલી ॥ વલણ ॥ ચાલ

પ્રેમે વીનવું શ્રી યશોદાનંદજી ॥

પરમ કૃપાલ આનંદ કંદજી ॥ ૧ ॥

સ્નેહ રહીત હું અને મત્યહીનજી ॥

વાણી માગુંથૈને દીનજી ॥ ૨ ॥

ચાલ ॥ દીનથૈને વાણી માગું આપો શ્રીગોપાલ ॥

વર્ણવુ દ્રીજકુલ પ્રગટયા શ્રી વલ્લભ વિઠ્ઠલબાલ ॥ ૩ ॥

મોટાજીને કહે છે વીનતી માહાવદાસ ॥

શ્રી વલ્લભજીનુ પ્રગટય કહો શ્રી ગોકુલમાંહે નિવાસ ॥ ૪ ॥

મોટાજી કહે હુંયે પણ તે જાણુતો નથી લગાર ॥

તોહે હું પણ કહું છું માહારી બુધ્ધીને અનુંસાર ॥ ૫ ॥

તિલંગ દેશે લક્ષ્મણ દીક્ષત હવા દ્રીજ કુલ ભૂપ ॥

તે ઘર સ્ત્રી અતિ પતિવૃતા શ્રીમતિ ઇલમાજી અનુંપ ॥ ૬ ॥

લગ્ન કીધાં પૂર્વ જયેતે થયા અગ્નિ પ્રસંન ॥

તેમ ઇલ્લિમાજીને ગર્ભ આવ્યા અગ્નિ જન જીવન ॥ ૭ ॥

લક્ષ્મણ દીક્ષત પ્રાગ ચાલ્યા નિવાસ કરવા ત્યાંહાં ॥

અગ્નિ રૂપતે પુત્ર પ્રગટયો સુખદ મારગમાંહે ॥ ૮ ॥

માસ સાતમે બાલક ઉપનો ગોપ્ય તેહને શ્વાસ ॥

કુંડમાંહે પોઢાડયો તે સેજયા રચી સુખસાર ॥ ૯ ॥

બીજે દાઢે ચાલ્યા મારગે ઉત સઘ સાથ ॥

બાલકને લઇ આવો સ્વપ્ને કહ્યું શ્રી રંગનાથ ॥ ૧૦ ॥

ત્રીજે દાઢે પાછા ફરીને આણ્યોં બાલક તેહ ॥

માતા પિતા અતિ આનંદ પામ્યાં દેખી સુંદર દેહ ॥ ૧૧ ॥

લક્ષ્મણ દીક્ષત પ્રાગમાંહે રહયાં મન આનંદ ॥

શ્રી વલ્લભ દીક્ષત મોટા થયાને ભણ્યા શ્રુતિ સ્મૃતિ છંદ ॥ ૧૨ ॥

મહી પ્રદક્ષણા કીધી એક વાર જીત્યાં પંડિત રાજ ॥

શ્રી નાથજી શું વાત કીધી સેવા કરવા કાજ ॥ ૧૩ ॥

શ્રી નાથજીની સેવા ચલાવી મર્યાદા હોયે જયેંમ ॥

પ્રાગમાંહે લગ્ન કીધાં આનંદ થાયે તેમ ॥ ૧૪ ॥

અંકાજી પતિ જગત વંદન જગત હીત જગદીસ ॥

સકલ નિજજન કામ પૂરણ સુભગ વ્રજ અવનીશ ॥ ૧૫ ॥

ગુઢ વાણી સાંભળી જીવ હવાજે આસૂરી ભ્રષ્ટ ॥
દયા આણી માનવી કીધા ટાળીયા સંકટ ॥ ૧૬ ॥
પછે ગંગા કાંઠે ચરણાંટ નગરે રહયા વલ્લભ રાજ ॥
સેવક સાથે સેવા રીતે સકલ વૈષ્ણવ સાજ ॥ ૧૭ ॥
અંકાજી ઉર પ્રગટીયા શ્રી વિઠ્ઠલ પરમ દયાલ ॥
શ્રી વલ્લભ દીક્ષત સુત અનુપમ પ્રગટ વ્રજગોપાલ ॥ ૧૮ ॥
દૈવી કીધા જીવ સઘલા કૃપા આણી અપાર ॥
શ્રી આચાર્યે કહયું તે સર્વ પાલ્યું નિર્ધાર ॥ ૧૯ ॥
શ્રી ગોવરધન નાથજીની ચલાવી સેવા રીત ॥
નિરદોષ કીધા જીવ દૈવી ઉપની બહુ પ્રીત ॥ ૨૦ ॥
અનેક જીત્યા પંડિત વાદી શરણ લીધા અપાર ॥
નિજદાસના સર્વ કાંમ પૂરયા જગત જસ વિસ્તાર ॥ ૨૧ ॥
રૂકમિણી પદ્માવતિ બે વલ્લભા કહેવાયે ॥
ગુણ રૂપ લક્ષણ શીલ સુખ પૂર્ણ વિઠ્ઠલરાયે ॥ ૨૨ ॥
તે ઘેર પ્રગટ હવા શ્રી ગોકુલનાથજી વ્રજઇશ ॥
તેહના ચરિત્ર હું બુધ્ય સારૂં કાંઇ એક તે કહીશ ॥ ૨૩ ॥
શ્રી ગુંસાઇજીનો અડેલ પ્રાગ ગંગા જમુના કાંઠે નિવાસ ॥
ભ્રષ્ટ જીવ અનેક લીધા ચરણ પંકજ પાસ ॥ ૨૪ ॥
શ્રી રૂક્મિણીજીને ગર્ભ આવ્યા શ્રી પૂર્ણ પુરૂષોત્તમ ॥
માહા પુષ્ટિ રસ જીવ કરવા ટાળવા જીવ ભ્રમ ॥ ૨૫ ॥
સંવત સોલ સો આઠ સૂર્જ દક્ષણ પાસ ॥
હેમંત રિતુમાહાં મંગલકારી સુખદ માગસીર માસ ॥ ૨૬ ॥
શુકલ પક્ષે સપ્તમી તિથી શુકતે સુભવાર ॥
પૂર્વા ભાદ્રપદ નક્ષત્ર સાધી ઘડી ચૌવીસ સાદ્ય અપાર ॥ ૨૭ ॥
વણિજ કરણે મિથુન લગને માનવ ગુણ કહેવાય ॥
સૂદ્રવર્ણે હરણ વર્ગેજો નીકહીયે ગાયે ॥ ૨૮ ॥
રવિ શુક્ર મંગલ જાય ભવને લગન ત્યાંહાં છે ધન્ય ॥
કર્ક લગને ઉંચ ગુરૂ તે બેઠો ધન ભવન ॥ ૨૯ ॥
સને કેતુ ચંદ્ર તે કુંભ લગને ભવન ધર્મ સ્વધામ ॥
રિપુ ભવને વ્રશ્ચિક લગને બેઠો બુધ્ય સું ઠામ ॥ ૩૦ ॥
રાહુ બેઠો સહજ ભવને સીહ લગન અપાર ॥
રાત્ર પ્રથમ તે ઘડી એકને છપન પલતે વાર ॥ ૩૧ ॥
તે સમેં તે પાસે હુતા શોભાજી નિજ બેહેન ॥
પિત્રન બેહેનને લક્ષ્મીજીને સત્યાજી શુભ એ ॥ ૩૨ ॥
શ્રી આચાર્યનું કૃપા પાત્ર જે કૃષ્ણદાસી નામ ॥

શ્રી ગુંસાઇજીને ઘણું વાહાલાં તેહ છે ઠામ
શ્રી રૂક્ષ્મણીજીને ઉદર વ્યથા કયેમે તે ન ખમાયે ॥ ॥ ૩૩ ॥
ન પ્રસવે થાયે ન વ્યથા ભાગે અનેક કીધા ઉપાયે ॥ ૩૪ ॥
કૃષ્ણદાસીએ ઉદર ઉપર ફેરવ્યો નિજ હસ્ત ॥
પુત્ર પ્રગટયો વ્યથા ભાગી હરખીયાં સમસ્ત ॥ ૩૫ ॥
દસ દિસા ઉદ્યોત હવોને હવો મંગલ કાલ ॥
શ્રી રૂક્ષ્મણીજીયે જનમીયાં જગદીસ વિઠ્ઠલ બાલ ॥ ૩૬ ॥
કૃષ્ણદાસી એમ બોલીયાં એ પ્રગટયા શ્રી ગોકુલનાથ ॥
શ્રી ગોકુલનાથજી નામ પાડયું હરખીયો સહુ સાથ ॥ ૩૭ ॥
કૃષ્ણદાસી વેગે ચાલી ગિરધરજીની પાસ ॥
વધામણી કહી વધુની અતિ પ્રગટીયો ઉલ્લાસ ॥ ૩૮ ॥
વાજિંત્ર વાજે હોયે ઉછવ માંનીની મંગલ ગાય ॥
પ્રાગમાંહે રસ રેલાણો ઉલટ અંગન માયે ॥ ૩૯ ॥
શ્રી ગુંસાઇજી પધારયા હતા શ્રી નાથજી દ્વાર ॥
ઘેર પધાર્યા ઘણે દિન સુત વધામણી લહી સાર ॥ ૪૦ ॥
શ્રી ગુંસાઈજીયે પરઠીયું શ્રી વલ્લભ એહવું નામ ॥
એહુ નામ સહુને ભાવીયાં એણે પૂરણ થાશે કામ ॥ ૪૧ ॥
છૂટકો ॥ માહાવ જ્યારે સજુણે શ્રવણે સુણી વધામણી ॥
આનંદે અંગ અંગ ફુલ્યાં પ્રગટયા શ્રી ગોકુલ ધણી ॥ ૪૨ ॥

॥ સંપૂર્ણમ ॥

## શોભન–૨

ચાલ ॥ દુદંભી વાજે શ્રી વિઠ્ઠલ દ્વારજી ॥
અવની પ્રગટયા જગદાધારજી ॥ ૧ ॥
જૈ જૈ કાર હોયે ઠામ ઠામજી ॥
ગુણી ઉઝલે ધામ ધામજી ॥ ૨ ॥
વલણ ॥ ધામ ધામ ગુણી ઉઝલે ને મંગલ શબ્દ ઉચ્ચાર ॥
સુંદર શુભ થાલ પૂરી આવી કરે શણગાર ॥ ૩ ॥
શ્રી ગુંસાઈજી નાહી પધાર્યા મંદિર માંહાં ॥
કરી જાત કર્મ સુતનું દાન આપ્યાં ત્યાંહાં ॥ ૪ ॥
શ્રી રૂકિમણીજી અતિ હર્ષ પામે જોઇ સુત સુખ ધામ ॥
દીવસે દિવસે મોટા થાતે પૂર્ણ થાયે કામ ॥ ૫ ॥
હલવે હલવે છ મહિનાના થયા શ્રી ગોકુલનાથ ॥
અન્ન પ્રાસંન કીધુ હરખે મલ્યો ત્યાંહાં સબ સાથ ॥ ૬ ॥
પાલણે હુલરાવે માતા પામે અતિ આનંદ ॥
મરકલડા કરે આંગણુ આવી સોહે શ્રી ગોકુલચંદ ॥ ૭ ॥

શ્રી રૂક્ષ્મણીજીએ ગર્ભ ધરીયો ધાવ તેડાવી એક ॥
શ્રી પ્રભુજી ધવરાવવા આપ્યા કહી સીખ અનેક ॥ ૮ ॥
ધાવ પાસે સુખ નહિ તે પ્રભુ દૂખાલા થાયે ॥
પુત્રનું અંગ જોયું દુંખારા થયા રૂક્મિણી માત ॥ ૯ ॥
રૂક્મિણીજી મન વિચાર કરે છે પ્રસવ થાયે જો એહ ॥
ધવરાવું હું પુત્રને જયમ પુષ્ટ થાયે દેહ ॥ ૧૦ ॥
આઠ મહિના થયા ગર્ભને ત્યારે કન્યા પ્રગટી સાર ॥
દેવકીજી નામ પાડયું મલ્યો સર્વ પરિવાર ॥ ૧૧ ॥
ધાવને ધવરાવા આપી કન્યા તેણી વાર ॥
પુત્ર તે ધવરાવા લીધો જીવન પ્રાણ આધાર ॥ ૧૨ ॥
હલવે હલવે ખસવા લાગા સુંદર ગોકુલનાથ ॥
માતા પિતા અતિ આનંદ પામ્યાં અને સઘલો સાથ ॥ ૧૩ ॥
દમોદરદાસી અતિ ચતુર ॥ ગુણ રૂપ સુવય સુભાવ ॥
કરે સેવા પ્રભુજીની જેમ હોય સોહાય ॥ ૧૪ ॥
નચાવી થૈ થૈ કહી ત્યારે નાચે મન ઉલ્લાસ ॥
કિંકણી નેપૂર ઘૂઘરીને વાજે જુએ જન ચોહોપાસ ॥ ૧૫ ॥
દૂધના બે દાંત દીસે નિરૂપમ શ્રી રંગ ॥
દમોદરદાસી પ્રેમ ભાવી આલિંગે શ્રી અંગ ॥ ૧૬ ॥
ચુંબન કરી વદન નિરખે જોના ન થાયે ત્રપ્ત ॥
ઉર ઉપર કરે નાથનો કરજેમ હોયે ગુપ્ત ॥ ૧૭ ॥
રાત્રે પોઢાડે પોતા પાસે કરે નાનાં ભાવ ॥
શ્રી વલ્લભજી સુખ ઘણું પામી એમે તેહનો સ્વભાવ ॥ ૧૮ ॥
ચાલવું શીખ્યા બોલવૂં શીખ્યા બોબડું શ્રી રાયે ॥
દમોદરદાસી ઘણું બોલાવી હરખ પામી માયે ॥ ૧૯ ॥
દમોદરદાસી બોલાવી કેવડું શ્રી ગોકુલરાયે ॥
દમોદરદાસી નવાડે તે બોદડદાસી કહેવાયે ॥ ૨૦ ॥
ચાલવા લાગા રૂડીપેરે રમે ઘેર ઘેર નાથ ॥
નાહાના બાલક સંગને દામોદરદાસી સાથ ॥ ૨૧ ॥
પાંચ વરસના થયા શ્રીજી બોલે નાના ભાવ ॥
ઘેર ઘેર ખેલે કેહે નેક મારે કેહેની કલાવે રાવ ॥ ૨૨ ॥
સાત વર્ષના થયા અડેલમાંહે એમ ॥
જનોઇ દીધું શ્રી વિઠ્ઠલજીયે વિધિ બોલ્યા હોય તેમ ॥ ૨૩ ॥
છુટકો ॥ કંઠે ઉપવિત સોહીયે જાણે મદનનો પાસ ॥
મદન મોહન રૂપ ઉપરય બલિ જાયે માહાવદાસ ॥ ૨૪ ॥
॥ સંપૂર્ણ ॥

॥ શોભન-૩ ॥ રાગ દેશ ચાલ

અગ્યાર વરસના થયાં શ્રી રંગ ॥
ગઢે પધારયા વિઠ્ઠલ અંગ

કુંટુંબ સહિત ત્યાંહાં કિધો વાસ ॥ ॥ ૧ ॥
ચાચા હરિવંશ સેવક પાસ

શ્રીજી ત્યાંહાં રહી ક્રીડા કરે ॥ ॥ ૨ ॥
જુવતી જનના મનજુ હરે

ત્રણ્ય વરસ ત્યાંહાં લીલા કરી ॥ ॥ ૩ ॥
મથુર જાવા મનશા ધરી

ચૌદ વર્ષના થયા શ્રીનાથ ॥ ॥ ૪ ॥
શ્રી વિઠ્ઠલજી સેવક સાથ

મથુરા પધાર્યા વેગે ફરી ॥ ॥ ૫ ॥
ભકત જનની ચિંતા હરી

શ્રી ગુસાઇજીએ કીધો વાસ ॥ ॥ ૬ ॥
કુંટુંબ સૂં જમુનાજી પાસ

પાસે શ્રી ગોવરધન રાયે ॥ ॥ ૭ ॥
તેણે આનંદ અંગન માયે

વ્રજ વાસીને આનંદ થયો ॥ ॥ ૮ ॥
તાપ સઘલો તનનો ગયો

ત્યાંહાં શોદત ભટ એક બ્રાહ્મણ રહે ॥ ॥ ૯ ॥
વેદ શાસ્ત્રનો નિર્ણે કહે

ભણવા મેહેલ્યા તેહને ધામ ॥ ॥ ૧૦ ॥
શ્રી વલ્લભજી પૂરણ કામ

ભણે જેમ તે બ્રાહ્મણ કહે ॥ ॥ ૧૧ ॥
તે કાંઇયે હૈયે નવિ ગ્રહે

ઘેર આવી શ્રી ગોકુલનાથ ॥ ॥ ૧૨ ॥
શ્રી ભાગવત જોઇ ચિત્ત સાથ

બીજા ભણે બ્રાહ્મણના બાલ ॥ ॥ ૧૩ ॥
ગોખે સોહે આલ પંપાલ

પોતે કાંઇએ ગોખે નહી ॥ ॥ ૧૪ ॥
વિદ્યા પાંઠે આવડી સહી

સો પ્રકાર તે પ્રીછીયે તણાં ॥ ॥ ૧૫ ॥
બાલકને સંદેહ ઉપજે ઘણાં

ગુરૂ આગલ તે કહેવા ગયાં ॥ ॥ ૧૬ ॥
મનમાંહે આશ્ચર્ય પામીઆ થયા ॥ ૧૭ ॥

ગુરૂને કહે ભણતો નથી ॥
ઘેર જઇ જુએ બીજી પોથી ॥ ૧૮ ॥
ગુરૂએ પૂછયું મેહેલી ગર્વ ॥
ભણી દેખાડયું ગુરૂને સર્વ ॥ ૧૯ ॥
ગુરૂને સંદેહ ઉપનો ઘણો ॥
શો પ્રકાર એ બાલક તણો ॥ ૨૦ ॥
તે ઘેર જોવા ગયો ગુરૂ એહ ॥
શ્રી ભાગવત ભણુતા હતા તેહ ॥ ૨૧ ॥
સાંભલ્યું છાંને રહીને સર્વ ॥
મનમાંહે થઈ ગયો છે ગર્વ ॥ ૨૨ ॥
ચરણે લાગ્યો જઈ અને તેહ ॥
ઇશ્વર જાણ્યા નહી સંદેહ ॥ ૨૩ ॥
સ્તુતી કીધી શ્રી વલ્લભ તણી ॥
ચાલ્યો શ્રી વિઠ્ઠલજી ભણી ॥ ૨૪ ॥
ત્યાંહાં જઈ બોલ્યો એમ વચન ॥
વલી વલી આશ્ચર્ય પામી મન ॥ ૨૫ ॥
મનુષ્ય નહી તહ્મોએ બાલ ॥
પ્રગટયા જાણી ગોકુલપાલ ॥ ૨૬ ॥
વેદ શાસ્ત્ર સર્વ રહે છે પાસ ॥
શ્રી ભાગવત કીધો છે વાસ ॥ ૨૭ ॥
સ્તુતી કરીને નામ્યું સીસ ॥
ઘેર આવ્યો તે દેઈ આશિષ ॥ ૨૮ ॥
એણી પેરે વિદ્યા આવડી ॥
હરખ્યાં સ્વજન પીતા માવડી ॥ ૨૯ ॥
પંદર વરસના શ્રીજી થયા ॥
ભર જોબનમાંહાં આવી રહયા ॥ ૩૦ ॥
વિવાહ વિચારે સહુએ મલી ॥
આસ પાસ કહી કન્યા નહી ॥ ૩૧ ॥
સ્વજાતી આવ્યો એક બ્રાહ્મણ ત્યાંહાં ॥
મથુંરા શ્રી વિઠ્ઠલજી જ્યાંહાં ॥ ૩૨ ॥
વણે ભેટ તેહનું તે નામ ॥
સ્રી તેહની રૂકિમણી સુખ ધામ ॥ ૩૩ ॥
તેહને ઘેરય એક કન્યા સતી ॥
તેહનુ નામ છે પારવતી ॥ ૩૪ ॥
સાત વરસના પારવતી ॥

વિવાહ નિશ્ચે કીધો જયાંહ ॥
માહાવ આનંદ પામ્યો ત્યાંહાં ॥ ૩૬ ॥
ઇતિ શ્રી શોભન-૪ ॥ સંપૂર્ણમ ॥

જાત્ય ॥ શ્રી યમુનાજી પોધારે છે ॥ તે એણી જાતે ગવાસે રાગ ધનાશ્રી ॥

જોસી તેડાવીને જોયું ॥ લગન તે સુધ ગ્રહ ચારજી ॥
લગન તે આવિયું ઢુકડું ॥ હવે મા લાવસો વારજી ॥ ૧ ॥
જડિયા તે સોનીને તેડીને ॥ વિવિધી ભુષણ ઘડાવીજી ॥
સાંમગ્રી સર્વ આણીને ॥ સ્વજન વેગે તેડાવીજી ॥ ૨ ॥
વરજીની માતા તે હરખીયાં ॥ ઉલટ અંગન માયેજી ॥
શ્રીવલ્લભજીને ઉંલટ અતિ ઘણો ॥ સહુ અને આનંદ થાયેજી ॥૩॥
સોભાજીને લક્ષ્મીજીને ॥ ને સત્યાજી મન રંગજી ॥
કૃષ્ણદાસી દામોદરદાસીજી ॥ ગોરબાઇ ફુલ્યાં અંગ અંગજી ॥૪॥
લગન તે આવીયૂં ઢુકડું ॥ શ્રીજીને પીઠીય થાયેજી ॥
વ્રજ જુવતી શણગાર કરી ॥ આવી તે મંગલ ગાયેજી ॥ ૫ ॥
મંડપ દ્વારે સોહામણાં ॥ વિવિધી વાજિંત્ર વાજેજી ॥
ફુલેકાં નિત્યે દેવાયેને ॥ ત્રીભોવન સોભા ત્યાંહાં લાજેજી ॥ ૬ ॥
સજજન સર્વ ટોળે મળ્યા ॥ શ્રીજીને જોઇ જોઇ હરખેજી ॥
શ્રીજીની શોભાની વાત કરે ॥ મલીને સરખે સરખાજી ॥ ૭ ॥
કીધી છે વહ્ની બહુ વિધિ કરી ॥ હર્ષ શું સજજન જમાડયાંજી ॥
વરઘોડા વેલા થઈ અને ॥ વિવિધી વાજિંત્ર વજાડયાંજી ॥ ૮ ॥
ગાયે નાચે એક કરે છે ॥ જૈ જૈ શબ્દ ઉચ્ચારજી ॥
એણી ભાંતે જઇ ઉભાં રહ્યાં ॥ વેણા ભટને દ્વારજી ॥ ૯ ॥
કલશ સમારી સાહાંમી આવી ॥ સુંદરી જોડય તે સોહેજી ॥
વરની સાસુ ત્યાંહાં આવિયાં ॥ સુંદર દેખીને મોહેજી ॥ ૧૦ ॥
વરજીની સાસુએ શ્રીજીને ॥ હરખ સૂં તિલક કીધાંજી ॥
વિધિ શુ આરતી કરીતે ॥ આનંદે ભામણડાં લીધાજી ॥ ૧૧ ॥
શ્રી મુખ નિરખતાં પ્રભુજીનુ ॥ નયણ તેત્રપતન થાયેજી ॥
મંડપમાંહે પધરાવીયાં ॥ ઉલટ અંગન માયેજી ॥ ૧૨ ॥
અંતર પટ ત્યાંહાં ધરીયાં ॥ આસન માંડયાં છે સુઢલાજી ॥
શ્રીજી અંજુલી ચોખે ભરી બેઠા ॥ દ્વિજતે ભણે તે વિમલાજી ॥ ૧૩॥
સુંદરી જુથ ધવલ ગાયે ॥ જોસીતે સાવધાન બોલેજી ॥
આનંદ સિંધુ ઉલટયો ॥ ચૌદ ભવન નહી તોલેજી ॥ ૧૪ ॥
વીષ્ઠર આસન આપીને ॥ વેણા ભટે તે શ્રીજી નિહાલ્યાજી ॥
મધુપ કે કરી ત્યાંહાં ॥ વરજીના ચરણ પખાલ્યાજી ॥૧૫॥
પાર્વતી વહુજી પધરાવીયાં ॥ બેસાઢયાં સુડલામાંહેજી ॥

સુદલા બેહુ તે ભરીયાં ॥ ઉત્તમ ચોખે સું ત્યાંહાંજી ॥૧૬॥
લગન વેલા થઇ ત્યાહારે તે ॥ ઉભાં કીધાં કન્યા વરજી ॥
અંજુલી ચોખા તે મેહેલીયાં ॥ મસ્તક ઉપર પરસ્પરજી ॥૧૭॥
વરમાલા કંઠ આરોપીને ॥ બેસાડયાં વર કન્યા આસનજી ॥
બ્રાહ્મણ અભિશેષ દે છે ને ॥ આશિષ બોલે સ્ત્રીજનજી ॥૧૮॥
નાહના વાજીંત્ર વાજીને ॥ બોલે છે ગુણ બંદીજનજી ॥૧૯॥
હાથે વાલો કન્યા સાથીધરીને ॥ શ્રીજી ત્યાંહાં બેઠાજી ॥
માહાવ બલિ બલિ જાયે ને ॥ સહુ અને લાગે છે મીઠાજી ॥૨૦॥

॥ ઇતિ શ્રી સંપૂર્ણ ॥

શોભન-૪ રાગ ધનાશ્રી

માનિની ગાયે છે ત્યાંહાં મંગલ સીરજિરે ॥
બંદીજન કરે ગુણ ઉચ્ચારજીરે ॥૧॥
વેહેણું થયુંને બાંધી ત્યાંહાં ચૌરીજીરે ॥
ત્યાંહાં જઇ બેઠા વરવહુ ગૌરીજીરે ॥૨॥
હોમ કીધા ત્યાંહાં બ્રાહ્મણે બહુ અજીરે ॥
જોવા આવ્યા ત્યાંહાં નરનારી સહુઅજીરે ॥૩॥
લામા હોમ કરવા માંડયાં છે વરેજીરે ॥
કન્યા આગલ રાખી ઉસી રૂડી પેરજીરે ॥૪॥
અંજલીએ કન્યા અંજલીએ ઝાલેજીરે ॥
લાજયા ચારવાર મેહેલી ત્યાંહાં સાલેજીરે ॥૫॥
લાજા હોમ ત્યાંહાં કરે છે વરજીરે ॥
જોવા આવ્યા મુની હરખ્યા અમરજીરે ॥૬॥
માંગલ્ય વરતે તે જુએ છે જનજીરે ॥
અગ્નિ પાખલ ફરે બેહું એક મનજીરે ॥૭॥
બેહુ કર ગ્રહી ફરે શ્રી રાયેજીરે ॥
તે શોભા કહીયન જાયેજીરે ॥૮॥
મધ્ય અગ્નિની મેરૂ પર્વતની ભાંત્ય જીરે ॥
પાખલ ફિરે જાણે દિનને રાકા રાત્ય જીરે ॥૯॥
એણી ભાંતે વરત્યા માંગલ્ય ચાર જીરે ॥
ઠામ ઠામ હોયે જે જે કાર જીરે ॥૧૦॥
જુવતી વધાવીને દે છે આશીષ જીરે ॥
જીવો એહ વર કોડય વરીસજીરે ॥૧૧॥
ત્યાંહાંથી ઉઠી બેઠા વેદી ઉપરજીરે ॥
હલદ લગાવી છે બેહુ પરસ્પરે અંગ મોઢી જીરે ॥૧૨॥
શ્રીજી કટેલે ને કંચુકી બંધ છોઢી જીરે ॥

બેહુ પગે લાગે પરસ્પરે અંગ મોડીજીરે ॥ ૧૩ ॥

ત્યાંહાં હાંસી કરી સુંદરી પરસ્પરે જીરે ॥
રંગ સિંધુ વાધે રમતા એણીપેરે જીરે ॥ ૧૪ ॥

એણી પેરે ચાર દિવસ બહુ ખેલેજીરે ॥
ભોજન કરે માંહે બેસી રંગ રેલે જીરે ॥ ૧૫ ॥

હોમ કરે ચાર દિવસ ત્યાંહાં શ્રીજી જીરે ॥
સર્વ જઇ જઈ રહે છે રસ ભીજી જીરે ॥ ૧૬ ॥

ધવલ ગાયે ત્યાંહાં માનુની મલી મલી જીરે ॥
દે આશિષ પ્રેમે સૂં વલી વલી જીરે ॥ ૧૭ ॥

એણી પેરે વિવાહ હવો રંગે જીરે ॥
પરણી આવ્યા ઘેર પાર્વતી વહુ સંગે જિરે ॥ ૧૮ ॥

ઘણાં ઘણાં ઉછવ થાયે જીરે ॥
હરખ્યા વિઠ્ઠલજી વરજીની માયે જીરે ॥ ૧૯ ॥

હરખ્યા કૃષ્ણદાસી દામોદરદાસી જીરે ॥
હરખ્યાં ગોરઆઇ વ્રજના સર્વવાસી જીરે ॥ ૨૦ ॥

વિધિ કીધો ઘેર આવીને સર્વ જીરે ॥
મ્રદંગ તાલ વાજે નાચે ગંધર્વ જીરે ॥ ૨૧ ॥

રંઝરેલ ચાલે વિઠ્ઠલજીને આંગણે જીરે ॥
બંદીજન બેઠા જસ ત્યાંહાં ભણેજી રે ॥ ૨૨ ॥

જોબન ભર્યા શ્રી વલ્લભજી ઘણું સોહેજીરે ॥
દીઠે કોટિ કોટિ મનમથમોહે જીરે ॥ ૨૩ ॥

નખ સિખ શોભાશી કહું માહાવ ઘણીજીરે ॥
ગુણ શીલ તેજ ચાતુરી રૂપ તણીજીરે ॥ ૨૪ ॥

॥ શોભન-૫ સંપૂર્ણમ ॥

શોભન-૬ ॥ રાગ રામગ્રી ॥ ચાલ ॥

શ્રી વલ્લભજીના શ્રી અંગને જુએ ॥ જુએ છે શ્રી વિઠ્ઠલજીય ॥
આનંદ અતિ ઘણોં ઉલટયો છેએ ॥ ૧ ॥

ચાલ ॥ આનંદ અતિ ઘણોં ઉલટયો શ્રી વિઠ્ઠલજીને અંગ ॥
પ્રેમ દ્રષ્ટે જુએ છે જાણે પ્રગટ થયાં શ્રી અંગ ॥ ૨ ॥

સર્વ ચરણાંબુજ તલે અતિ સોહે પદ્મનો અંક ॥
એહવા શ્રી અંગ ચિન્હ દેખી ઉપની આસંક ॥ ૩ ॥

પદ્મ કે એ સુંદરી કુચ અંકકે સુખધામ ॥
કે પદ્મ શોભા ચરણે ચાંપે કે દાસ રહેવા ઠામ ॥ ૪ ॥

પદ્મ પાસે વજ્ર રેખા તેટાલવા જન દૂઃખ ॥
અંતરાયનું છેદ્દન કરવા જીવ નિજ સુખ ॥ ૫ ॥

ડાબા ચરણને તલે સોહે ધ્વજા અંકુસ સાર ॥
દ્વજા બાંધી પતીત જીવનો કરવા ઉદ્ધાર ॥૬॥
જે દિશાને વચાર ચાલે ધ્વજા ચાલે તેમ ॥
ભકતજનને કહે છે એહ તેમ જોસહુ ચિત્તમેં ॥૭॥
ભકત મન ગજમત થઈ અને ચાલી બીજી વાટ ॥
તે ઠામ રાખે ભકત મનને અંકુસ છે તે માટ ॥૮॥
ચરણ પંકજ તલે રહેવા આવવા હીંડે જો દાસ ॥
અંકુસે કરી તાણી લે છે સદા કરવા નિવાસ ॥૯॥
ચરણ તલ અતિ અરૂણ દીશે કુંમકુંમ કેરે વર્ણ ॥
કે સુંદરી કુચ કેસરે રંગ્યા રૂદયે ધર્યા જયારે ચર્ણ ॥૧૦॥
સરણ આવી સરસ્વતી કે સરણ આવે કામ ॥
કે દાસનાં મન રંગવા ઇહાં ધરયો રંગ સું ઠામ ॥૧૧॥
સીતલ અતિ સકુમાર સુંદર નહિ ઉપમાં કોય ॥
કમલ કિસલય વિંદ્રુભાદિક લાજીયા એ સોય ॥૧૨॥
ચરણ આંગલી ભકત મન ગજમત્ત વાધવા ઠામ ॥
ભકત રસ નિરધાર છે કે ભકત જીવન નામ ॥૧૩॥
આંગલીના નખ સોહેકોટિ ચંદ્ર પ્રકાસ ॥
કે અમ્રત કેરા પાત્ર ભરિયાં પાન કરવા દાસ ॥૧૪॥
ચરણ કમલ સોહામણા જાણે દાસના સિર છત્ર ॥
પાપટાળી દોષ નિવારી સંકટ પડિયા મંત્ર ॥૧૫॥
પીંડી ગોલ સોહામણી જાણે કમલ કેરૂં નાલ ॥
ચરણ પંકજ ધરવા ભોંહે જે એહવું દીસે સૂઢાલ ॥૧૬॥
જાંઘ અતિ સકુમાર શીતલ વિસદ સુભગ સુઘાટ ॥
ખંભ કદલી કરી કર લાજીયા એ માટ ॥૧૭॥
જાંઘ નોહે એ કામ દેવના હીંદોલાના સ્તંભ ॥
કામ રસના કોષ કેએ થાયે છે વીસંભ ॥૧૮॥
રસ સિંધુ કેરૂં બેટ જાણે નિતંબ એહ વિશાલ ॥
કામનો વિશ્રામ ઠામ કે નારી મોહ ન જાલ ॥૧૯॥
છુટકો કઠકણેંરની કામિ નાઠી લલકે અતિ સોહામણી ॥
ત્યાંહાં માહાવ સિંધ લાજે ઉપમા કહીયે શાંભણી ॥૨૦॥

શોભન–૬ સંપૂર્ણમ .

શોભન–૭ ॥ રાગ રામગ્રી ॥ વલણ

નાભિથી ઉંડી દીસે ગભીરએ ॥
ઉપમાએ સી કહીયે કો નથી એ ॥૧॥
ચાલ ॥ નથી ઉપમા ભવન માંહે તોહે કહું છું કાહિ ॥

કામે સિહીની ગુફા છે તે રહે છે એ માંહે ॥ ૨ ॥
રસ સિંધુનો એ ભમર છે કે સરસ કમલ પ્રકાશ ॥
સોના કેરૂં પાત્ર કે રસ પાન કરવા દાસ ॥ ૩ ॥
કે કામ આહેડીયે પાસ માડયો ઝાલવા નરનાર ॥
કે કામદેવને આવાજાવા પ્રગટ દીસે દ્વાર ॥ ૪ ॥
નિજદાસને રસ પાન કરવા માહી કે પર નાલ્ય ॥
કે માનિની મન ગઢ પાડવા ધરી ગોલકનાલ ॥ ૫ ॥
ઉદર શોભા અતિ ઘણી જાણે સરોવર રસ પૂર્ણ ॥
કે કામદેવને ક્રીઠા કરવા આસન છે સુવર્ણ ॥ ૬ ॥
ત્રિવલી કે રસ કામ સાગર ચપલ દીસે તરંગ ॥
કે ત્રીલોવન ગુણ રૂપ લક્ષણ દીસે રેખા ભ્રંગ ॥ ૭ ॥
કે કામદેવને ઉચુ ચઢવા પગથીયા સોહાયે ॥
કે સેજ્યા ભોજન શ્રગાર વાહાલાતે સમસ્યાં કહેવાયે ॥ ૮ ॥
ઉદર ઉપર ચિન્હ દીસે વામ ભાગે એક ॥
ચક્ર રૂપે સ્યામ તેહના કિરણ છે અનેક ॥ ૯ ॥
ઉદર અંગને મધ્ય ભાગે તેહનું કારણ એહ ॥
મધ્ય ભાગે રસ ઘણો છે કહું કારણ તેહ ॥ ૧૦ ॥
ત્રણ્ય બંધુ વડા એહને ત્રણ્ય તે કનિષ્ટ ॥
મધ્ય ભાગે પોતે પ્રગટયા સાધુજનના ઇષ્ટ ॥ ૧૧ ॥
જેમ ગંગા જમુના સરસ્વતી એહનો સારસ તે મધ્ય ભાગ ॥
પ્રવાહ પુષ્ટિ મર્યાદા કહીયે એહનો એ અનુરાગ ॥ ૧૨ ॥
વામ ભાગે ચિન્હ તેહનો એહવો છે પ્રકાર ॥
ડાબો સ્રીનો ભાગ માટે સ્રીનો અંગીકાર ॥ ૧૩ ॥
તેજ હરીયું ચંદ્રનું તેણે દીસે છે એ ॥
જાણે બેટ સારોવરે તપ કરે પામવા નિજ ધામ ॥ ૧૪ ॥
ખાંભિની જીયે નિજ રસે કરી પૂરણ કીધો દેહ ॥
તેહ ઉપર મુંદ્રા કીધી પોતે જાણીયે તેહ ॥ ૧૫ ॥
કોટિ કામ સ્વરૂપ પ્રગટયા રૂપ સાગર એહ ॥
દ્રષ્ટે લાગે માટે બ્રહ્માએ કાલજ બિંદુ કીધો તેહ ॥ ૧૬ ॥
ઉંચું હૈયડું સોહીયે જાણે કામનું આસન ॥
માહા પુષ્ટિક જનનાં જાણી ભર્યા આણી મન ॥ ૧૭ ॥
આજાન ભુજ તે દુંષ્ટ દારણ જાણે મણી ધર એ ॥
નિજ ભકતને અભેદાન દેવા હસ્ત અંબુજ જેહ ॥ ૧૮ ॥
કરતલાંતે સુંદરીનો ઉરોજ કેરા પાત્ર ॥
સ કુમાર સુંદર સીતલની ઉપમા કોણ માત્ર ॥ ૧૯ ॥

કરની આંગુલી સોહે જાણે સરોરૂહના પાત્ર ॥
કે સુંદરી ઉરપત્ર લેખની કે કામ બાણ વિચિત્ર ॥ ૨૦ ॥
મુંદ્રીકા પહેરી અંગુલીયે જડયાં રત્ન તે બહુ મુલ ॥
નખ હીરા પાંત્ય કે એ પૂરણ ચંદ્રનું ફુલ ॥ ૨૧ ॥
કપોલ દક્ષણ સંખ કે એ દર્પ ભાગે જેમ ॥
એહવી ગ્રીવા સોહીયે જન મોહ પામે જેમ ॥ ૨૨ ॥
વલ્લભી ફૂલરી એકલરી સોહે તુલસી માલ ॥
ફૂંદા છે અતિ પતિવ્રતા તે માટે ધરી વ્રજપાલ ॥ ૨૩ ॥
ફૂંદા વાહાલી અતિ ઘણું શ્રી નાથજીને સત્ય ॥
જે જનની એ ભાંત્ય છે ત્યાંહાં તેહની એહજ ગત્ય ॥ ૨૪ ॥
ગુંજા હાર સોહામણું જાણે સુંદરીની પાત્ય ॥
કે સ્નેહ કેરાં કુંભ ભરીયાં ગુંજા રૂપની ધાત્ય ॥ ૨૫ ॥
સુંદરીની નાસીકાનાં મોતી ગુંજા નામ ॥
અધર કાંતે અરૂણતાને નયન ભાંત્યે શ્યામ ॥ ૨૬ ॥
છુટકો ॥ ત્રિભોવનનો જાણે પાસ તે ॥ ઉપવિત કંઠ સોહાયે ॥
અંગ અતિ શોભા ઉપર ॥ માહાવ બલી બલી જાયે ॥ ૨૭ ॥

॥ શોભન સાતમ્ સંપૂર્ણમ ॥

શોભન-૮ ॥ રાગ રામગીરી ॥ વલણ ॥

શ્રી મુખ કમલની શોભા એ સું કહું ॥
સોહે એ નિરૂપમ ખંડ વટાયે ॥ ૧ ॥
ચાલ ॥ હડવટી તે ઠોડી માહે ઉતરતો છે ઢાલ ॥
અધર રસ જલપાન કરવામા કે પરનાલ્ય ॥ ૨ ॥
અધર કોમલ અરૂણ શીતલ કામ રસનું ધામ ॥
બિંબ પલ્લવ બીડું માદિક લાજીયાં નીર નામ ॥ ૩ ॥
શ્યામદંત સોહામણાં જાણે મેઘ કેરી પાંત્ય ॥
પાસે રસના ચપલ દીસે દાંમિની ભાંત્ય ॥ ૪ ॥
ચંપાકલીસી નાસિકા તે તેહની જાણે ધાર ॥
કે ચાંચ પોપટ સોહીયે પણ ઉપમા નહી નિરધાર ॥ ૫ ॥
વાણી જાણી મેઘ ગાજે શ્વાસ ત્રીવિધિ સમીર ॥
હાસ્ય રસ જલ વ્રષ્ટી થાયે ભક્ત ચાતક ધીર ॥ ૬ ॥
ગહલ સ્થલેને કપોલ ભાસે કોટિ સુર્ય પ્રકાસ ॥
શ્રી કર્ણ કુંડલ કિરણ ઝલકે માર પામી ત્રાસ ॥ ૬ ॥
રતન જડિયાં કુંડલ કે એ કામદેવનો પાસ ॥
કે વેદ શાસ્ત્ર તે પાલિયાં શ્રી કર્ણ કીધો વાસ ॥ ૮ ॥
તે ભક્ત જનના દોષ હણવા ચક્ર ધરીયાં એહ ॥

કે રતી સાથ હીંદોલે બેઠો કામદેવ સું નેહ
નયન કમલ તે ચપલ દીસે ભકત પૂરણ કામ ॥ ॥ ૯ ॥
જાણીયે એ રતી સાથે નાચે છે નૃપ કામ
મછ યુગલ તે પડીયું પાસ કે કામનાએ બાણ ॥ ॥ ૧૦ ॥
કે કામ સિંધુ તરંગ દીસે કે ચંદ્રમાને ભાણુ
વિશ્વ જીતવા ચાલીયો છે કામ દેવ નરેશ ॥ ॥ ૧૧ ॥
તે મચ્છ વાહન ધ્વજા મચ્છ તે થાયે સુદેશ ॥ ૧૨ ॥
મુખ ચંદ્ર અમૃત પાન કરવા બેઠા જાણી ચકોર ॥
કે નાસિકાએ નાલયના બેહુ ગોલા છુટે જોર ॥ ૧૩ ॥
કનક પાંજર ધાલીયાં જાણે ખંજરીટ સંઘોડય ॥
કે નાસિકા પોપટ ઉડવા ચપલ પાંખની જોડય ॥ ૧૪ ॥
કે વદન સરોવર માંહે ઉગ્યાં કમલ બેહુ સાર ॥
ભ્રમર ઉપર બેઠા એહવી દીસે છે માહેતાર ॥ ૧૫ ॥
મુખ કમલ મધુપાન કરવા બેઠા જાણી ભ્રંગ ॥
હલવે હલવે નિમેષ કરે ઉઠે રંગતરંગ ॥ ૧૬ ॥
નિમિષ નોહે એ ભકત જનના ભાવ લેઇ દયાલ ॥
સંચે કરે છે નેત્ર માંહે પ્રીતે ગોકુલપાલ ॥ ૧૭ ॥
કે ભકત જનને તેડે છે રસ આપવા નિરધાર ॥
બીજો કોયે ન જાણે તેમ સાન કરે આધાર ॥ ૧૮ ॥
નેત્ર માહે હસી જુયે કરે નાના રંગ ॥
ભકત સાહામુ જુએ છે ત્યારે ઉઠે રંગતરંગ ॥ ૧૯ ॥
સરલ જોવે રસ ઘણો કે ભકત માહે સાર ॥
તે રાતી વાંકી રેખા કહે છે વ્યકત માહિ સુખ ભાર ॥ ૨૦ ॥
છુટકો ॥ પાંપણ્ય નોહે એ કામ દેવના ભાથા ભરીયાં બાણનાં ॥
વાંકી ભ્રગુટી ધનુંષે નાંખે પ્રભુ માહાવદાસના ॥ ૨૧ ॥

॥ ઇતિ શોભન આઠમૂ સંપૂર્ણમ ॥

શોભન-૯ ॥ રાગ ગોડી ॥ વલણ ॥

ચાલ ॥ સખીએ સાંભલો કહું એક વાત એ ॥
શ્રી ગોકુલનાથની ચિત્ત ધરી એ ॥ ૧ ॥
વલણ ॥ ચિત્ત ધરી ગોકુલનાથની વાત સાંભલો સાર ॥
શ્રી અંગ શોભાશી કહું જેહની કોયે ન પામે પાર ॥ ૨ ॥
ભ્રગુટી મધ્યે તિલક સોહે કેસરી સુખધામ ॥
હરી મંદિર તેહનૂં નામ કહીયે ભકતનો વિશ્રાંમ ॥ ૩ ॥
બેહું પાસા પૂર્ણ જશ તે તિલક બેહુ રેખ ॥
ચૌદ લોકની શોભા પ્રગટી તિલક રૂપ અશેષ ॥ ૪ ॥

રસા-૯૭

સ્વભાવે એક શ્યામ રેખા તિલક મધ્ય સોહાયે ॥
કામ રસ રૂપ ગુણ રમણ સુખ મર્યાદા કહેવાયે ॥ ૫ ॥
વચન ધર્મ ભજન સીમા તેજ સીમા એહ ॥
સુખદ સીમા પુરૂષ સીમા રસીક સીમા જેહ ॥ ૬ ॥
પ્રવાહને મર્યાદા રૂપે તિલક રેખ છે જેહ ॥
તેહ મધ્યે બિરાજે પુષ્ટિ રેખા એહ ॥ ૭ ॥
મોહનવેલી કામની કે કામ મારગ રૂપ ॥
કે સ્વર્ગ જીતવા બાંણુ નાખી ઉંચો મનમથ ભુપ ॥ ૮ ॥
સુભગ મસ્તક કલિંદ પર્વત રાજ જાણે એહ ॥
જાણીયે ત્યાંહાંથી નીચી પધારી શ્રી જમુનાજી શ્યામ દેહ ॥ ૯ ॥
જાણે કોટિ કલ્પ વેલી પ્રગટી કામ દેવની સત્ય ॥
બ્રહ્માદિકને રૂદ્રાદિક એ કોયે ન કાઢે નૃત્ય ॥ ૧૦ ॥
વિશાલ ભાલ સોહામણું વારૂં કોટિ કોટિ અનંગ ॥
તેજ સાગર પૂર્ણ ઝલકે ઉઠે કામ તરંગ ॥ ૧૧ ॥
ત્રિભોવન માંહે નહી ઉપમાં એહવું દીશે ભાલ ॥
મસ્તક કેશ સોહામણાં એ જાણી શ્યામ તમાલ ॥ ૧૨ ॥
કે વદન અમ્રત પાન કરવા બેઠા નાગ કુમાર ॥
કે મેરૂ ઉપર આવી બેઠા શ્યાંમ મેઘ સુ ધાર ॥ ૧૩ ॥
વદન અમૃત કનક કુંભ તે સદા ભરીયો હોયે ॥
તે શ્યામ કમલને પત્રે કરીને પુજીયો જાણે સોહે ॥ ૧૪ ॥
કામરણને સદા જીતે એહવા વલ્લભ દેવ ॥
તે કામ જાણી ચમર ઢાલે કરે પ્રભુની સેવા ॥ ૧૫ ॥
નખ સિખએ રૂપ સાગર તેજનો ભંડાર ॥
કોંણ કવીએ વર્ણવે જેનો કોએ ન પામે પાર ॥ ૧૬ ॥
અંગ અંગે કોટિ કામનાં છુટે જાણે બાણ ॥
માનિની ધીરજ ધરી ન સકે જદ્યપિ હોયે અજાણ ॥ ૧૭ ॥
દામોદરદાસી ઉપરય શ્રીજી કરે અતિ ઘણો નેહ ॥
પૂરવે મનના મનોરથ ચિતવ્યા જે જેહ ॥ ૧૮ ॥
મનગમતી સુંદરી આણી આપી ભરીય ઉપાય ॥
ભાંત્ય ભાંત્યના ભોગ ભોગવે આનંદે હરી રાયે ॥ ૧૯ ॥
દ્રષ્ટે પડી જે માંનિની તે માંહી જોઈ રૂપ ॥
એણી પેરે મથુરામાંહે ખેલે છે ગોકુલ ભુપ ॥ ૨૦ ॥
સાત વર્ષ તે રહ્યા મથુરા માહા શ્રી વલ્લભનાથ ॥
ભકત જનના કામ પૂર્યા કુટુંબ પરિવાર સાથ ॥ ૨૧ ॥
એકવીસ વર્ષનાં થયાં લીલાં કરતાં ગોંકુલનાંથ ॥

બાર વર્ષના થયાં પાર્વતી વહુજી પ્રભુ પાસ ॥ ૨૨ ॥
સંવત સોલ અઠ્ઠાવીસને ઉત્તમ વર્ષ સુંમાસ ॥
આરંભ માંઢયો વસાવવા શ્રી ગોકુલ અતિ સુખ વાસ ॥ ૨૩ ॥
છુટકો ॥ શ્રી ગુસાંઇજીએ વિચાર કરીને શ્રી ગોકુલ વસાવીયું ॥
માહાવદાસને વ્રજવાસી ભકતને મન ભાવિયું ॥ ૨૪ ॥
॥ શોભન-૯ સંપૂર્ણમ ॥

શોભન-૧૦ ॥ રાગ ગાડી ॥ વલણ ॥

જોતસીએ તેડીને જોશરાવ્યું મહુરત ॥
શ્રી ગુસાંઇજી શ્રી ગોકુલ પધારીયા એ ॥ ૧ ॥
ચાલ ॥ શ્રી ગુંસાઇજી પધાર્યા શ્રી ગોકુલ સુખવાસ ॥
કૃષ્ણ પક્ષની સપ્તમી દિન ઉત્તમ માંઘ તે માસ ॥ ૨ ॥
શ્રી ગુસાંઈજીને પંદર બાલક પ્રગટ થયા સુખ ધામ ॥
રૂક્ષ્મણીજી પદ્માવતી ઉર સાંભલો તે નામ ॥ ૩ ॥
શોભાજી ગોવિંદજી ગીરધરજી ગોવિંદરાજ ॥
જમુનાંજી જે બાલ કૃષ્ણજી શ્રી ગોકુલનાથ વિરાજ ॥ ૪ ॥
દેવકાજી રઘુનાથજી કમલાજી ને માહારાજ ॥
એ બેટી એક બેટાનું નામ ન પડયૂં કોં એ કાજ ॥ ૫ ॥
શ્રી રૂક્ષ્મણીજીને ઉદર પ્રગટયાં ચૌદ બાલક નામ ॥
પદ્માવતીને ઉદર પ્રગટયા એક એ ઘનશ્યામ ॥ ૬ ॥
સાત સૂતમાહા બલીયા થયા તેમાહાં ગિરધરજી તે શ્રેષ્ટ ॥
મધ્ય ભાગ શ્રી વલ્લભજીને સાધુજનનાં ઇષ્ટ ॥ ૭ ॥
શ્રી વલ્લભ દીક્ષત શ્રી ગુસાંઇજીનો ભાર ધરીયો સર્વ ॥
ક્ષમા રૂપ તે ઘણી દીસે ન ક્રોધને ગર્વ ॥ ૮ ॥
શ્રી ગોવરધન નાથનું દરસાન કરવા જાયે
બેહુ મલીને વાત કરી રીઝી ગીરધરાયે ॥ ૯ ॥
ત્રણ ગુણ તે જમણી પાસા ત્રણય ડાબી પાસા
ગીરધરજીતે એ ઈશ્વર્ય ગુણ ગોવિંદરાય વીર્ય ગુણ પાસા ॥ ૧૦ ॥
માહાયશ ગુણ બાલકૃષ્ણજી ત્રણયે એ સધ ભાગ ॥
શ્રીય ગુણ તે રઘૂનાથજી જદૂનાથ જ્ઞાન ગુણ રાગ ॥ ૧૧ ॥
ઘનશ્યામજી વૈરાગ ગુણએ ત્રણયે ડાબી પાસ ॥
મધ્ય બિરાજે પોતે ખટગુણ જુક્ત ભીના રાસ ॥ ૧૨ ॥
છ ગુણ છે તે સદાએ અલૌકિક એ પાસા ॥
ભાંત્ય ભાંત્યના નીત્યે સુખ તે ભોગવે નિજદાસ ॥ ૧૩ ॥
શ્રી પાર્વતી વહુ જોબન ભરીયાં જોબન ભરીયા નાથ ॥
એહ જોડી સોહીયે બહુ સુંદરીની સાથ ॥ ૧૪ ॥

સેવારીત અપાર ॥

હર્ષ પામે દાસ જોઇ સેવારીત અપાર ॥
સાત બાલકમાંહે શ્રીજી વાહાછલ્યની ધીર ॥ ૧૫ ॥

સાત બાલકમાંહે શ્રીજી વાહાછલ્યની ધીર
શ્રીજી ઉપર શ્રી ગુંસાઇજીએ સર્વ ધરીઓ ભાર ॥
શ્રી ગોવરધન નાથ પાસે જાતા સર્વ પરીવાર ॥ ૧૬ ॥

શ્રી ગોવરધન નાથ પાસે જાતા સર્વ પરીવાર
શ્રી ગોવરધન નાથજી અને શ્રી વલ્લભનું રૂપ ॥
બેહુ જોડય જોઇ અને આનંદ પામે શ્રી વિઠ્ઠલ વ્રજ ભુપ ॥ ૧૭ ॥

બેહુ જોડય જોઇ અને આનંદ પામે શ્રી વિઠ્ઠલ વ્રજ ભુપ
શ્રી ગુંસાઈજીએ કહ્યુ સેવકને જાણો છો સુહને જેમ ॥
અને સર્વે બાલકને કહ્યું જાણજો એહને તેમ ॥ ૧૮ ॥

અને સર્વે બાલકને કહ્યું જાણજો એહને તેમ
શ્રી વલ્લભ દીક્ષત શ્રી ગુંસાઇજી શ્રી ગોવરધન સાથ ॥
ત્રણ્યેનો ભાર ઇહાં આવ્યો તે સોહે શ્રી ગોકુલનાથ ॥ ૧૯ ॥

ત્રણ્યેનો ભાર ઇહાં આવ્યો તે સોહે શ્રી ગોકુલનાથ
શ્રી વિઠ્ઠલ સુત શ્રી વલ્લભજી તે પૂરણ પુરૂષોત્તમ ॥
સ્નેહ હોયે ત્યાંહાં રીઝ ઉપજે ને રીઝે તે એમ ॥ ૨૦ ॥

સ્નેહ હોયે ત્યાંહાં રીઝ ઉપજે ને રીઝે તે એમ
શ્રીજીએ મન વિચારીયું નિજદાસી છે જે એહ ॥
ઘણું સુખ સૂં હુંને આપે જો એહનો નૌતન થાયે દેહ ॥ ૨૧ ॥

ઘણું સુખ સૂં હુંને આપે જો એહનો નૌતન થાયે દેહ
નિજ દાસી તે ફરી પ્રગટી દ્વિજ કુલ અવતાર ॥
રામબાઇ એક નામ બીજુ નિજદાસી નિરધાર ॥ ૨૨ ॥

રામબાઇ એક નામ બીજુ નિજદાસી નિરધાર
નિજદાસી તે વાહાલી લાગે કાંમ સિંધુ નિવાસ ॥
ભાંત્ય બેહુંની દેખી દેખી મોદ પામી દાસ ॥ ૨૩ ॥

ભાંત્ય બેહુંની દેખી દેખી મોદ પામી દાસ
શ્રી ગોકુલ માહાં સદા ક્રીડા કરે શ્રીજી એમ ॥
ભગવદી વ્રજ સુંદરી આનંદ પામી જેમ ॥ ૨૪ ॥

ભગવદી વ્રજ સુંદરી આનંદ પામી જેમ
પછે દ્વારકા પધાર્યા મોદ સૂં શ્રી ગોકુલનાથ ॥
સુદામો બ્રહ્મચારી હરિ વંશ અનેક સેવક સાથ ॥ ૨૫ ॥

સુદામો બ્રહ્મચારી હરિ વંશ અનેક સેવક સાથ
દ્વારકા કૃત્ય કૃત્ય કીધી પધાર્યા ગુજરાત ॥
દાસ સહુ આનંદ પામ્યાં ધન્ય દિન આ રાત ॥ ૨૬ ॥

દાસ સહુ આનંદ પામ્યાં ધન્ય દિન આ રાત
અનેક જીવ તે શરણ લીધા થયા તે કૃત્ય કૃત્ય ॥
શ્રીજી તે ગુજરાતે સેવકને લડાવે નિત્ય નિત્ય ॥ ૨૭ ॥

શ્રીજી તે ગુજરાતે સેવકને લડાવે નિત્ય નિત્ય
મારગમાંહે અનેક જીવ તે લીધા છે નિજ ચરણ ॥
માહા પતિત ઉધારીયા નવિ જોયો એકે વર્ણ ॥ ૨૮ ॥

માહા પતિત ઉધારીયા નવિ જોયો એકે વર્ણ
ફરી શ્રી ગોકુલ આવીયાં અને ખેલે નાંના રંગ ॥
ભાંત્ય ભાંત્યની સુંદરી તે આપે છે નિજ અંગ ॥ ૨૯ ॥

ભાંત્ય ભાંત્યની સુંદરી તે આપે છે નિજ અંગ
ભલીબાઈ આનંદ પામ્યાં રાજબાઇ મન રંગ ॥
નાગરીબાઈ બીજી જુવતી કુલ્યાં અંગો અંગ ॥ ૩૦ ॥

નાગરીબાઈ બીજી જુવતી કુલ્યાં અંગો અંગ
છુટકો ॥ નિજદાસી આત મોદ પામી ॥ શ્રીજીને વાહાલી અતિ ॥
માહાવ નિત્યે રમેં ॥ શ્રીજી સંગે છે શ્રી પાર્વતી ॥ ૩૧ ॥

॥ ઇતિ શોભન દશામું સંપૂર્ણંમ ॥

॥ શોભન-૧૧ ॥ રાગ ગોડી ॥

ચાલ ॥ એમ રમે છે નિત્ય નિત્ય શ્રીજી એ ॥
નિજ જન જોઇ જોઈ મોદ ધરે એ ॥ ૧ ॥
વલણ ॥ નિજ જન એ સુખ જોઈ જોઇને મોદ ધરે મન ॥
મનોરથ પૂરવે મનના પાર્વતી પ્રાણ જીવનના ॥ ૨ ॥
શ્રી ગોકુલ શ્રી જમુનાજી શ્રી ગોવરધન સુઠામ ॥
શ્રીજી મન ગમતા રમવાના ત્રણે ધામ ॥ ૩ ॥
એક જયારે પ્રગટ થાતો દુષ્ટ મોહા અસુર ॥
અસેકે આવેસે કરીને કરતા તેહનો ચૂર ॥ ૪ ॥
કલિ જુગમાંહાં ઘણાં પ્રગટ થયા છે અસુર સાધુના શત્રુ ॥
ઘણા અવતાર પ્રગટ થયા શ્રી ગુસાંઇજીના પુત્ર ॥ ૫ ॥
છત્રી અવતાર પ્રગટ થાતા પહેલું જુજુઆ જેમ ॥
સઘલા એકઠા પ્રગટ થયા શ્રી ગુંસાઇજી સુત તેમ ॥ ૬ ॥
દાસ પોતાના રહે જે દૃષ્ટ અસુરને સાથ ॥
વિચાર કીધો ભકતને રાખવા શ્રી ગોકુલનાથ ॥ ૭ ॥
લક્ષ્મણસુત શ્રી વલ્લભજી તે ભકત હીત અવતાર ॥
દૈવી જીવના દોષ બાલવા પ્રગટયા વિશ્વ આધાર ॥ ૮ ॥
શ્રી વલ્લભભ દીક્ષત સુત શ્રી વિઠ્ઠલ પ્રગટયા પૂરણ બ્રહ્મ ॥
જીવ સઘલા દૈવી કીધા પ્રગટ પુરૂષોત્તમ ॥ ૯ ॥
શ્રી વિઠ્ઠલ સુત શ્રી વલ્લભજી તે પૂર્ણ પુરૂષોત્તમ ॥
પુષ્ટ પુષ્ટના રસમાં લીના ટાલીયા જીવ ભ્રમ ॥ ૧૦ ॥
મોહા પુષ્ટ રસ જીવ કીધા વર્યા નિજ જે અનંત ॥
સર્વ મનોરથ પામીયાં હરખીયાં સર્વે સંત ॥ ૧૧ ॥
શ્રી ગુંસાઈજીના પુત્ર પૌત્ર તે પ્રગટયા લોમી અનંત ॥
તે દુષ્ટ દૈત્યને મર્દવાને પ્રસાંન કરવા સંત ॥ ૧૨ ॥
તે માંહે શ્રી વલ્લભજી તે પ્રગટપુરણ બ્રહ્મ ॥
પરીવાર માંહે પ્રીછયે નહી નવિ ભાગે જીવનો ભ્રમ ॥ ૧૩ ॥
સોહે જાણી શ્રી ગુસાંઇજીના બાલક સઘલા એક ॥
ન જાણે શ્રી વલ્લભજી તે પૂરણ બ્રહ્મ વિશેક ॥ ૧૪ ॥
નંદનાંદન શ્રી વિઠ્ઠલનંદ એ શ્રી વલ્લભરાયે ॥
વ્યકતી પોતાની જણાવાને એહ કીધો ઉપાયે ॥ ૧૫ ॥
શ્રીપાત ત્યાંહાં એક આવીયો તેહનું નામ તે ચિદ્રુપ ॥
મથુરા માહે રહયો તેણે વસ કીધો છે ભુપ ॥ ૧૬ ॥
માલા તિલક ઉતારવાનો તેણે કીધો હઠ ॥
વેદ કાઇ ન જાણે તે મોહા મૂરખ સાઠ ॥ ૧૭ ॥

૨૪-
૧૦૨

માલા તિલક ઉતાર્યા સહુએ કો એ ન ધરી ધીર ॥
હાહાકાર હવો ભુ મંડલ માંહે ત્રાહે ત્રાહે જદૂવીર ॥ ૧૮ ॥
દામોદરજીએ માલા ઉતારી ધરી ચીદ્રુપ પાસ ॥
હાહાકાર હવો જગતમાંહે સૌએ પામ્યું ત્રાસ ॥ ૧૯ ॥
ત્રાસ પામ્યો ધર્મ કાંપ્યો શ્રી વલ્લભજીને પાસ ॥
ધીર થઇને શરણુ રાખ્યો કરીયને અશ્વાસ ॥ ૨૦ ॥
શ્રીજીને ચિદ્રુપ કહે તહમે ઉતારો એ માલ ॥
પંચાયતની કરો પૂજા સારું તિલક તે ભાલ ॥ ૨૧ ॥
પ્રભુ કહે હું નહી મેહેલુ તિલક માલા સાર ॥
તન મન ધન માહારે એહજ છે આધાર ॥ ૨૨ ॥
હઠે પડયો જોગટો તે કરવા લાગ્યો ઉપાય ॥
શ્રી વલ્લભજીનું ધૈર્જ મોટું મન કાંઇઅન થાય ॥ ૨૩ ॥
ગિરધરજી કહે શ્રીજીને માલા ઉતારો તેણી વાર ॥
પગે લાગી માન માગું કહ્યું કીજે સાર ॥ ૨૪ ॥
શ્રીજી કહે શ્રી વલ્લભ દીક્ષતે કહયું છે જે સાર ॥
અને શ્રી ગુંસાઇજીએ કહ્યું છે તે પાલવું નિરધાર ॥ ૨૫ ॥
તે માંહે કાંઇ ઓછું હોયે તો શીખવો મુહને તેહ ॥
ધર્મને નહી મેહેલુ માહારૂ વચન એકજ એહ ॥ ૨૬ ॥
છુટકો ॥ ગીરધરજી પછે ઉઠી ગયા પણુ કહયું ન માન્યૂં શ્રીજીએ ॥ ૨૭॥
બીજા બાલક કહેવા લાગ્યા માહાવ પ્રભુ કહે તે કીજીએ ॥ ૨૮ ॥

॥ ઇતિ શ્ર શોભન અગ્યાર સંપૂર્ણમ ॥

શોભન-૧૨ ॥ રાગ ગાડી

ચાલ ॥ શ્રીજીએ મન વિચારીયું એમએ ॥
દૈવી જીવ કેટલાક દુર પડયા એ ॥ ૧ ॥
વલણુ ॥ દૈવી જીવ જે દૂર પડયા કાશ્મીર કેરી વાટ ॥
જીજીઆ તે રહયા સઘલા આણી મેહેલવા ઘાટ ॥ ૨ ॥
સંવત સોલ સતોતર્યા વદી અષાઢ નવમી દિન ॥
વિચાર કરી કાશ્મીર ચાલ્યા હોયે સકુંન શુભ ચિન્હ ॥ ૩ ॥
વેગે પધાર્યા વિચાર કરીને પ્રભુજી કાશ્મીર ॥
ભૂપ સંન્યાસીનૂં નિમત્ત કીધું અન્ય અતિ ગંભીર ॥ ૪ ॥
મારગમાંહે કાદવ ખુંતો કાઢયા જીવ અનંત ॥
સાથે છે નિજ સુંરા સુર સુભટ તે સંત ॥ ૫ ॥
કૃષ્ણુ પારેખ સંઘજી વોરો હરીદાસ બેહુ સંગ ॥
સુંદરદાસને મોટોભાઈ કૃષ્ણુદાસ રંગ ॥ ૬ ॥
મોહનદાસને સેજો ગિરધરદાસને નિહાલચંદ ॥

તારાચંદ ગોપાલીયો વિશ્રામ સાથી આનંદ ॥ ૭ ॥
વીરપાલભાઈ જેરામ ગાંધી નાનજી બેહુ ગ્વાલ ॥
સોમજી વાહાલો રતનજી કૃષ્ણદાસ ગોપાલ ॥ ૮ ॥
ઉદ્ધવદાસને મેઘોભાઇ કીકા લખમીદાસ ॥
જગન્નાથભાઈ હરજીભાઈ ભવાનભાઈ પાસ ॥ ૯ ॥
ભગવાનદાસને જીવરાજગાંધી નાથભાઇ કાસીદાસ ॥
ગોપાલદાસને દેવદાસભાઇ માહાવદાસ તે પાસ ॥ ૧૦ ॥
ઉંત્તમ ભગવદીની સાંક્ષા ૩૮ ॥
ચાર વાહેણી એક ગાડી ઘોડા ચૌદ સુંરગ ॥ ૧૧ ॥
મધુસુદન ભાણેજ બીજા અનંત સેવક સાંગ ॥
પોહોરવા-૨૪ વૈરાગી-૧૮ બીજા વર્વે મલીને વૈષ્ણવ-૧૦૦ ॥
મારગમાંહે સુખ નિધિ ભોગવે છે દાસ ॥
વાત હાસ્યને હાવ ભાવતે કરે શ્રીય નિવાસ ॥ ૧૨ ॥
પટ્ટીમાંહી ભગવાનદાસ તે ક્ષત્રી રહે છે એક ॥
તેણીની સ્ત્રીયે પ્રભુ લડાવ્યા કીધા ભાવ અનેક ॥ ૧૩ ॥
ત્યાંથી લાહોર પધાર્યા પ્રભુ રહયાં ત્યાંહાં બે દીન ॥
વાહેણી મેહેલી ઉંટ લીધા પ્રભૂ બેઠા સુખાસન ॥ ૧૪ ॥
ત્યાંથી ભમર પધાર્યા ત્યાંહાં મેહેલ્યા ઘોહા ઉંટ ॥
માહા પર્વત ચાલીયાં ઘણો મેઘ તરૂનદી ખૂંટ ॥ ૧૫ ॥
ત્યાંહાંથી કાશ્મીર પધાર્યા દિન દસમે નાથ ॥
બાગમાંહે ઉતરીયાં ત્યાંહાં સર્વ નિજ જન સાથ ॥ ૧૬ ॥
ભાદ્રવા વદી ત્રયોદસી તે દિન ઉતમ વાર ॥
ઉત્થાપન સમય કાશ્મીર પોહોતાં પ્રભુજી નિરધાર ॥ ૧૭ ॥
દેસાધિપતી મ્રગયા રમવા ચાલ્યો તે તેણી વાર ॥
વેગલો રમવા જાવા હીંડે અવધિ મહીના ચાર ॥ ૧૮ ॥
મૂકુંદદાસે કહ્યું પ્રભુને મૃગયા ચાલ્યો રાય ॥
વ્યગ્ર થયા હવે ચિત્તએ માહારાજ કીજે શો ઉપાય ॥ ૧૯ ॥
ચિંતા મા કરસો પ્રભુજી કહે ભલુ કરશે ગોવરધન રાયે ॥
પ્રભુ કરે તો દાઢા ત્રણયમાંહાં અવશ્ય રૂડું થાયે ॥ ૨૦ ॥
ત્રીજે દાહાડે પાછો ફરીને ઘેર આવ્યો ભૂપ ॥
આશ્ચર્ય પામ્યું સહુ એ કહે શ્રી વલ્લભ ધન્ય સ્વરૂપ ॥ ૨૧ ॥
સાતમે દિવસે દેશાધિપતિને મલ્યા શ્રી ગોકુલનાથ ॥
રાત્ય પેહેલી પોહોર એકે પાંચ શત સેવક સાથ ॥ ૨૨ ॥
ચોકમાંહે પધાર્ય મધુસુદન ભટ સું રાજ ॥
દેશાધિપતિ ત્યાંહાં બેઠો છે ને વજીર બહુઅ સમાજ ॥ ૨૩ ॥

પવિત્રુ શ્રીફલ એક રૂપૈયા નવ આપ્યા શ્રીનાથ ॥

ભુપે વેગે ઉભે થઇને ગ્રહીયા બેહુ હાથ ॥ ૨૪ ॥

છુટકો ॥ જયેમ સહીને હરણી સાથે રમે સાધુજ થૈયને ॥

ભુપ સુંતેમ રમવા લાગ્યા માહાવ પ્રભુ ત્યાંહાં જઇ અને ॥ ૨૫ ॥

॥ ઇતિ શોભન બારમું સંપૂર્ણમ ॥

॥ શોભન-૧૩ ॥ રાગ ગોડી ॥

ચાલ ॥ જેમ એ અગન્ય તે મારીયોં ન જણાયે ॥

તેમ જાણી ભૂપે એ પૂછીયું એ ॥ ૧ ॥

વલણ ॥ જે જે ભૂપે પૂછયું તે તે ઉત્તર આપ્યા ત્યાંહાં ॥

ગુણ સરખો ભુપ જાણ્યો નિરખેં ત્યાંહાં શ્રી નાહ ॥ ૨ ॥

માહારણમાંહી સિંધ સી ચાલ તે જુધ્ધ કરે જેમ ॥

પરસ્પરે ત્યાંહાં વચન જુધ્ધ તે હોવા લાગું તેમ ॥ ૩ ॥

અસંખ્યાત વજીર ઉભા જુએ છે ચોહોપાસ ॥

હાહાકાર તે થઇ રહયો ને સહુએ પામ્યું ત્રાસ ॥ ૪ ॥

દેશાધિપતિ તે ત્રાસ પામ્યો જાણ્યું આવ્યો કાલ ॥

પેટમાંહે આગ્ય ઉઠી લાગવા લાગી ઝાલ ॥ ૫ ॥

ભૂપ કહે છે માલા તજો તો રહો તમારે ઠામ ॥

તજો નહિ તો ગંગા કાંઠે વસો મેહેલી ધામ ॥ ૬ ॥

પ્રથમ માલા પછે જનોઇ શ્રીજી કહે અમ ધર્મ ॥

એહ અમારે રાખશું મેહેલસું નિજ ઘર હમ ॥ ૭ ॥

લખી પત્ર આપ્યું કાશીએ જાવા ઘેર પધારયા આધાર ॥

ભકતજન સહું મોદ પામ્યાં હવો જૈ જૈ કાર ॥ ૮ ॥

રાત્યમાંહે ભુપને દવ લાગ્યો અંગોં અંગ ॥

પોતાનો અપરાધ દીઠો થયા મન અતિ ભંગ ॥ ૯ ॥

બીજે દાહ્ડે પ્રધાન સાથે બોલ્યો એમ વચન ॥

દીક્ષતને આંહાં તેહાવો તો શીતલ થાયે તન ॥ ૧૦ ॥

દીક્ષત સું મેં વાદ કીધો થયો માહા અન્યાયે ॥

દીન થઇ અને વિનવું સુંખ થયાનો એહ ઉપાય ॥ ૧૧ ॥

પછી પ્રધાન તે બોલ્યો દીક્ષત ગયા પોતાને ધામ ॥

પત્ર લખીને મોકલો જેમ રહે પોતાને ઠામ ॥ ૧૨ ॥

તેરમે દાહ્ડે શ્રીજી પધાર્યા શ્રી ગોકુલની વાટ ॥

વેગે ચાલે નાથજીનું દરશન કરવા માટ ॥ ૧૩ ॥

વેગે આવ્યા પધાર્યા શ્રી નાથજીને દ્વાર ॥

દરશન કરી દંડવંત કરે સુખ જુએ વારંવાર ॥ ૧૪ ॥

શ્રી ગોકુલ પધારીયા ડેરા દીધા વેગે બાહાર ॥

અંનકુટ કરી સોરમ પધાર્યા ત્યાંહાં રહયા મહીના ચાર ॥ ૧૫ ॥
સગર વંશ તે તારીયો અને તાર્યા જીવ અનંત ॥
શ્રી ગોકુલ જાણે ઈહાં વસીયું આનંદ પામ્યા સંત ॥ ૧૬ ॥
શ્રી જમુનાજીને મલવા આવી એક વાર ગંગા તેહ ॥
તપ કરી ભાગીરથ લેઈ આવ્યો ગંગા જેહ ॥ ૧૭ ॥
શ્રી જમુનાજી કહે સ્પર્શ મા કરતું મુહને લગારથ ॥
તાહારી વાટે ચાલી જાયે પવિત્ર મારૂં વારય ॥ ૧૮ ॥
ગંગાએ મન વિમાસી ઉં હું એહને થાઉં આધિન ॥
હું તો કાંઇએ નથી જાણુતી પૂછું થઇ અને દીન ॥ ૧૯ ॥
ગંગા કહે માહારો કોણુ દોષ જેતહમે કહો છો એમ ॥
પ્રીછવીને કહો માહારો સંદેહ ભાંગે જેમ ॥ ૨૦ ॥
શ્રી જમુનાજી કહે કહું તો તું દુંઃખ પામીસ અપાર ॥
તે માટે તું તાહાંરી વાટે ચાલી જા નિરધાર ॥ ૨૧ ॥
ગંગા કહે મુહને કહયૂં જોયે સર્વ થાતા તેહ ॥
સંદેહ ઉપનો ઘણો હુંતો નથી જાણુતી એહ ॥ ૨૨ ॥
શ્રી જમુનાજી કહે ખરૂં કહે તે તાહરો કોણુ છે ઈશ ॥
ગંગા કહે છે માહારો પતિતો વિષ્ણું તે જગદીશ ॥ ૨૩ ॥
શ્રી જમુનાજી કહે પતિને મેહેલી પર ઘેર કાંતૂં જાયે ॥
કરે સંગ તું ઠામ ઠામને પતિવ્રતા કહેવાયે ॥ ૨૪ ॥
છુટકો ॥ ગંગા કહે પરસાંગ હુંતો નથી જાણુતી લગારય ॥
શ્રી જમૂનાજી કહે દુઃખ મા ધરીશ કહું તુહને શાર ॥ ૨૫ ॥
॥ ઇતિ શ્ર શોભન તેરમૂં સંપૂર્ણમ ॥

શોભન-૧૪ ॥ રાગ રામગ્રી ॥

ચાલ ॥ ગંગા એ સાંભલ કહું છું હું તેહ એ ॥
બ્રહ્માંડેથી તું આવી ભુતલે એ ॥ ૧ ॥
વલણુ ॥ બ્રહ્માંડેથી નીચે આવી રહી બ્રહ્માને ધામ ॥
માહા કાંમી બ્રહ્મા છે ત્યાંહાં તાહારે સું કામ ॥ ૨ ॥
ઘણા દાહાઢા રહીને નીચે આવીને રે ગંગ ॥
રૂદ્ર પાસે રહીને કીધો ઘણો તેહનો સંગ ॥ ૩ ॥
ત્યાંહાંથી નીચી આવીને રહી જહુ રાજા પાસ ॥
યજ્ઞ ભાગી તે માટે તું દ્વારથી થઈ દાસ ॥ ૪ ॥
ત્યાંહાંથી પૃથવી ઉપર આવી સગર તારવા વંશ ॥
સંતનો રાજા બેઠો તપ તાહારે કાંઠે તે નિર વંશ ॥ ૫ ॥
પ્રસંન થઇ અને બોલી જે તું માંગ આપું તેહ ॥
નૃપ બોલ્યો માહારી સ્ત્રી થા તું આપ મુહને દેહ ॥ ૬ ॥

રસ-
૧૦૬

પ્રસંન થઈ અને વર આપ્યો આપ્યું તેહને અંગ ॥
સાત પુત્ર તે પ્રગટીઆ ત્યાંહાં સંતનૂ ભુપને સાંગ ॥ ૭ ॥
નખાવ્યાં તે સાતે બાલક પોતાના જલમાંહાં ॥
ભીષ્મ આઠમો પ્રગટીયો પછી આવી નિજ ઘેર જ્યાંહાં ॥ ૮ ॥
બીજો દોષ હું નથી કહેતી તેહનો તો નહી પાર ॥
સ્પર્શ મા કરીશ તે માટે હું કહું છું નિરધાર ॥ ૯ ॥
ગંગા મનમાહાં ખેદ પામી કાંપીયું અતિ અંગ ॥
દોષ સઘલા જાણીયાં લજ્જાયે થઈ મન ભંગ ॥ ૧૦ ॥
ગંગા કહે છે દોષ મેં તો જાણયાં નહી કાંઇ એહ ॥
પરોપકાર હું કરૂં છું મેરાખું સંદેહ ॥ ૧૧ ॥
અજાણે એ થયું છે પણ થયો માહા અન્યાયે ॥
દાસી જાણી દોષ ટાલવા કહો મુહને ઉપાય ॥ ૧૨ ॥
શ્રી જમુનાજી કહે સર્વ અપરાધ ટળે તહારા એહ ॥
શ્રી પુરૂષોત્તમના ચરણ સું જો સ્પર્સો તાહારો દેહ ॥ ૧૩ ॥
ગંગા કહે મુહને ચરણ છોહવાયો તમારા આજ ॥
તો પુરૂષોત્તમના ચરણ પામૂંને થાયે માહારૂં કાજ ॥ ૧૪ ॥
શ્રી જમુનાજીએ કૃપા કીધી ગંગા લીધી પાસ ॥
ગંગા અંગે અંગ મલીયાં કરીને આશ્વાસ ॥ ૧૫ ॥
શ્રી જમુનાંજી કહે ગંગાને તું દુઃખ મા ધરીશ મન ॥
શ્રી પુરૂષોત્તમને વીનવું તું ઉપર થાશે પ્રસંન ॥ ૧૬ ॥
શ્રી જમુનાજીએ વીનવ્યા શ્રી પુરૂષોત્તમ એક વાર ॥
દોષ ઘણાં છે ગંગાને તે ટાલવા નિરધાર ॥ ૧૭ ॥
ગંગા પહેલું આવી ત્યારે વિનવ્યા જગદીશ ॥
સાંભલો વીનતી માહારી પ્રાણ જીવન ઇશ ॥ ૧૮ ॥
છુટકો ॥ દંડવત કરી ગંગાજી વીનતી કરે છે તેહ તણી ॥
ચિત્ત ધરીને સાંભલે છે પ્રસંન થઇ માહાવ ધણી ॥ ૧૯ ॥

॥ ઇતિ શ્રી શોભન ચૌદમું સંપૂર્ણમ ॥

શોભન-૧૫ ॥ રાગ રામગ્રી ॥

વલણ ॥ ગંગાએ બોલીયાં એમ વચન એ આનીયે ॥
તમારાએ આજ્ઞાપે એ ॥ ૧ ॥
ચાલ ॥ તમારી આજ્ઞા થકી હું આવું છું શ્રી નાથ ॥
દીન જાણી દયા કરજો ગ્રહી મસ્તકે હાથ ॥ ૨ ॥
માહા પાપી જીવ છે અનેક મહીતલ જેહ ॥
સ્નાન કરવા આવે છે નીષ્પાપ થાયે છે તેહ ॥ ૩ ॥
હું માંહે તે પાપ રહે છે તેણે પામીશ દુઃખ ॥

દાસી જાણી દયા કરજો આપજો મુઝ સુખ ॥ ૪ ॥
ગંગાને શ્રી નાથ કહે ટાલજે જીવનાં પાપ ॥
દોષ તાહરા હું જ ટાલીશ આવી આપો આપ ॥ ૫ ॥
પ્રણાંમ કરીને ગંગા ચાલી પ્રભુ વિચારે મન ॥
પાપ એહના ટાલવા પાંલવું એહ વચન ॥ ૬ ॥
કલિજુગમાંહે અનંત પાપી કરે ગંગા સ્નાન ॥
પાપ ભરાણું ગંગામાંહે નહી તેહનું નામ ॥ ૭ ॥
આકુલ વ્યાકુલ ગંગા થઇ અને સમર્યા સાંભલ વર્ણું ॥
પાતકમાંહીથી કાઢીયે સિર ધરીયે નિજ ચર્ણ ॥ ૮ ॥
વીનતી સાંભલી ગંગાની ત્યાંહાં પધાર્યા શ્રી નાથ ॥
ચરણ ધરી ગંગામાંહે ત્યારે થઈ તે સનાથ ॥ ૯ ॥
ચાર મહિના રહયા ગંગા કાંઠે શ્રીજી કાંયે ॥
નિમેષમાંહે પાતક હરિયાં યહાં સંદેહ થાયે ॥ ૧૦ ॥
મોટાજી કહે માહાવદાસને સાંભલ કારણ એમ ॥
પેહેલું એકવાર અધર્મે કરી મહી બુડી નેમ ॥ ૧૧ ॥
હિરણયાંક્ષસ લેઇ ગયો પૃથ્વીને ત્યારે ધર્યું રૂપ વારાહ ॥
શ્રી પુરૂષોત્તમનો અંસ તેણે સમુંદ્ર કીધો અવગાહ ॥ ૧૨ ॥
હીરણયાંક્ષસ મારી પૃથ્વી રાખી દીધો ઘણું આશ્વાસ ॥
પૃથ્વીને કહે ઠામ આવ્ય હું પૂરીશ તાહરી આસ ॥ ૧૩ ॥
પૃથ્વી કહે હું નહિ આવું ખમાયે નહિ મેં ભાર ॥
દુષ્ટ પ્રગટે અતિ ઘણાં તહમો ન કરો માહારી સાર ॥ ૧૪ ॥
વારાહ કહે હવે દુષ્ટ દૈત્ય તે ટાલવા નિરધાર ॥
જે જે કહેતું કરવું તે તે ઉતારવો તારો ભાર ॥ ૧૫ ॥
પૃથ્વી કહે શ્રી પુરૂષોત્તમ છો તહમો જો નિરધાર ॥
તો આપૂં જો સુંદર રૂપે કરો મોહે સું વિહાર ॥ ૧૬ ॥
વરાહ કહે એ વચન માહારૂં તું આવ માહારી ઠામ ॥
શ્રી પુરૂષોત્તમને રૂપે મલવૂં પૂરે તાહોરાં કામ ॥ ૧૭ ॥
આવવાનુ પૃથ્વીએ તેહનું દીધુ સત્ય વચન ॥
વિચાર ઉપન્યો વરાહને ત્યાંહાંરે વિચાર્યું એ મન ॥ ૧૮ ॥
શ્રી પુરૂષોત્તમ વરયા મહી એતો નહી કાંઈ તેહ ॥
એહને માહારો ધર્મ રહે જ્યો સ્પર્શ નહી એહનો દેહ ॥ ૧૯ ॥
એહવું વિચારી દાંત અગ્રે બેસાડી મહી તેહ ॥
બાહેર કાઢી ઠામ્ય મેહેલી કીધો અતિ ઘણો નેહ ॥ ૨૦ ॥
વાહાહે કહ્યું શ્રી પુરૂષોત્તમને સાભલ્યું સુખ ધામ ॥
પ્રભૂ કહે આભીર કુલ પ્રગટ થઇઅને પૂરીશ એહોનાં કામ ॥ ૨૧ ॥

પ્રણામ કરીને વરાહ ગયો ગંગા કાંઠે ગામ સોરમ ॥
શ્રી પુરૂષોત્તમ વ્રજ માંહે પ્રગટયા નંદ ઘેર અતિ રમ્ય ॥ ૨૨ ॥
વરાહે જે વર આપ્યો સત્ય કરવો એહ ॥
ત્યાંહાં યમલાર્જુન વચ્ચે એકાંતે મહી આવી રહી છે તેહ ॥ ૨૩ ॥
શ્રી જશોદાજીએ ઉલુખલસું બાંધ્યા ગોપીનાથ ॥
યમલાર્જુન વચ્ચે મહીને મલીયાં વૃક્ષ પડયાં મુલ સાથ ॥ ૨૪ ॥
ઘોષ સાંભળી નંદજી ત્યાંહાં આવ્યા ગોપને સંગ ॥
પૃથ્વીનું મન વ્યગ્ર થયું જે રંગમાં થયો ભંગ ॥ ૨૫ ॥
છુટકો ॥ પૃથ્વી કહે છે પ્રભુને માહારા મનોરથ નહી પૂરણ થાય ॥
માહાત્ર પ્રભૂ કહે તુહને વલી સુખ આપીશ પછે
નંદ તે સુતને લેઇ ગયા ॥ ૨૬ ॥

॥ ઇતિ શ્ર શોભન પંદરમૂં સંપૂર્ણમ ॥

શોભન-૧૬ ॥ રાગ રામગ્રી ॥

ચાલ ॥ તે ફરી શ્રી પુરૂષોત્તમ પ્રગટીયાં દ્વિજ કુલ ॥
શ્રી વિઠ્ઠલ સુત શ્રી વલ્લભજીઅ ભક્ત હીતે એ ॥ ૧ ॥
વલણ ॥ ભકતને હિત પ્રગટીયા શ્રી વલ્લભ પુરૂષોત્તમ ॥
ભક્તના સર્વ કામ પૂર્યા સ્થિર થાપ્યો નિજ ધર્મ ॥ ૨ ॥
તે પ્રભુ પધાર્યા ગંગા કાંઠે સોરમ ગાંમ છે જ્યાંહાં ॥
ત્યાંહાં વરાહનું રૂપ છે તે પૃથ્વી આવી ત્યાંહાં ॥ ૩ ॥
માહા વરાહે વીનવ્યા શ્રી વલ્લભ પુરૂષોત્તમ ॥
મહી મનોરથ પૂરો રહીને માસ ચાર સોરમ ॥ ૪ ॥
મહી કહે છે નંદનંદન થઇ મલ્યા મુહને એક વાર ॥
પણ ન થયાં મનોરથ પૂરણ માહારાતે વીનવે વારંવાંર ॥ ૫ ॥
તે માટે રહયા ચાર મહીના પ્રભુ સોરમ માંહાં ॥
કામે પૃથ્વી પૂરણ કીધી ધર્મ થાપ્યો ત્યાંહાં ॥ ૬ ॥
મોટોજી કહે માહાવદાસને પૂછયું જે તે સાર ॥
શ્રી વલ્લભજીનું પ્રાગટય તેહનો સંક્ષેપે એ નિરધાર ॥ ૭ ॥
ચાર મહિના રહ્યાં માહી સું ટાલ્યા સર્વના પાપ ॥
પૂરણ પુરૂષોત્તમ શ્રીજી બ્રહ્માદિક દુંપ્રાપ્ય ॥ ૮ ॥
ભુપે વીનતી ઘણીએ કીધી જે પધારો નિજ ધામ ॥
ન માની તે વીનતી જે મહીય પૂરણ કામ ॥ ૯ ॥
પછે શ્રી ગોકુલ આવીયાને હવો જૈ જૈ કાર ॥
ઘેર ઘેર ગુડી ઉઝલે સુખ પામીયાં નરનાર ॥ ૧૦ ॥
સંવત સોલ સતોતરા સુદી ફાગણ દશમી સાર ॥
તેણે દહાડે પધાર્યા શ્રી ગોકુલ જગદાધાર ॥ ૧૧ ॥

શ્રી ગોકુલ માહે ખેલે શ્રીજી સદા સર્વદા બહુ ભાંત્ય ॥
સુંદરીના જુથ સાથે ભગવદીની પાંત્ય ॥ ૧૨ ॥
નિભે' કરીને ધર્મ થાપ્યો ભાજીયાં સંકષ્ટ ॥
માહા પતિત ઉદ્ધારીયાં જે થયાંતાં અતિ ભ્રષ્ટ ॥ ૧૩ ॥
જે જશોદા સુત થયા અને ચારી વ્રજમાં ગાયો ॥
તે શ્રી વિઠ્ઠલ સુત હવા શ્રી ગોકુલ રાયે ॥ ૧૪ ॥
દહીં દુધ નવનીત ચોરી કીધા શ્રી ગોપી સું હાસ્ય ॥
શ્રી ગોવરધન કર ધર્યો શ્રી વૃંદાવનમાંહાં રાસ ॥ ૧૫ ॥
શ્રી ગોપીજીએ અંગી કીધા જે ગોપ ગુજર જાત્ય ॥
તે કિહે જઇ અને અવતર્યા જુજુઆ વર્ણની ભાંત્ય ॥ ૧૬ ॥
ગુજરાતે પ્રગટ હવા છે તે સઘલા ગોપ ॥
માહા આસુરી ભ્રષ્ટ સંગે થયો ધર્મનો લોપ ॥ ૧૭ ॥
શ્રી પુરૂષોત્તમ વિચાર કીધો ગોપ સઘલા એહ ॥
શ્રી ગોપીજીયે અંગી કીધા સરણ લેવા તેહ ॥ ૧૮ ॥
શ્રી પુરૂષોત્તમ એહવું વિચારી પ્રગટયા જગદાધાર ॥
શ્રી વલ્લભજી એહનૂં નામ તે શ્રી વિઠ્ઠલ રાજ કુંમાર ॥ ૧૯ ॥
હતા ગોપ જે ગુજરાતી સર્વ લીધા શર્ણ ॥
પુષ્ટિ રસના દાન આપ્યાં છે તે નાના વર્ણ ॥ ૨૦ ॥
સ્નેહ રૂપી શ્રી વલ્લભજી આનંદ ભરીયો દેહ ॥
કિશોર રૂપી સદા સોહે કામનો પતી જેહ ॥ ૨૧ ॥
મત્તગજ બહુ હસ્તણી સુરંગે ખેલે જેમ ॥
શ્રી વલ્લભજી બહુ સુંદરી સું સદા ખેલે તેમ ॥ ૨૨ ॥
સર્વભાવી ભજો એહને સ્નેહ ધરી વિશ્વાસ ॥
કૃપા સિંધુ એ કૃપા કરીને રાખશે નિજપાસ ॥ ૨૩ ॥
ભગવદીની કૃપાએ કરીને પ્રસંન થાયે એહ ॥
સકલ સુખના દાન આપે થાયે અલૌકિક દેહ ॥ ૨૪ ॥
રસકોસને કોએ ભણે સાંભલે એકે ચિત્તો જેહ ॥
કૃપા હેયે શ્રીજીની કૃત્ય કૃત્ય થાયે તેહ ॥ ૨૫ ॥
છુટકો ॥ અનન્ય ભકતને શ્રીજી સદા રાખે પોતાને પાસ ॥
મિત્ર થાયે એહ શ્રીજી કહ્યું માહાવદાસ ॥ ૨૬ ॥

॥ ઇતિ શ્રી ગોકુલવાસી માહાવદાસ વિરચિતં રસકોસ સમાપ્ત ॥

## શ્રી કલ્યાણભટજી કૃત દોહા (કલ્લોલજી ૧૪ માંથી)

વકતા શ્રી મુખકો વચનકો શ્રવણ માત્ર કહુ હોય
કહુ વૃષ્ટિ કહુ ખેડનો, કહુ બોહોવત હે સોયે.
કહુ તૃણ શોધન હોત હે કહુ અંકુર કહુ પાત,
કહુ કુસુમ ફલ ઉદ્યોત, કહુ રસપાન ચુચાત.
વકતા શ્રોત અધિક હે જેસે ઉત્તમ સોય,
તેસે ક્રમસો હોત હે બીચમેં એ અરૂ સોય.
વચનામૃત સુની નાથકે મે વિનતી કરી ફેર,
એક વાત સમજાય કે કહો દુસરી બેર.
પ્રસન્ન વદન સો કહેતહે શ્રી ગોકુલ કે રાય,
વૃષ્ટિ તાસો કહત હે સો સબ વિધિ સમજાયે.
લીલા સુનતહી કૃષ્ણકી સુધાધાર સમ હોય,
કરન મેં વે લગત હે, વૃષ્ટિ કહીયે સોય.
સો લખિયતહેં પત્રમેં કથા શ્રવણ મન કોઇ,
રુદે બેઠે તબ જાનીએ ખેડત ઉપજ્યો તાહિ.
જબ હરિલીલા સુનતમે સાચી પ્રીતિ હોય,
તબ તાહીમેં જાનીયે, બીજ બોઇ સો હોય.
ભાવ વૃદ્ધિકી રોધની કુમતિ પુરવ હોય,
તાકો છેદન હોત હે તૃણ શોધન કહીએ તેહ
સો સબ લીલા રોચ હિ અંકુર કહીએ વાય,
શ્રવણન બહોત ઉદ્યમ કરે નિરૂપીત પલ્લવ તાય
પહેલે અરૂ પાછુ કથા શ્રવણ વિના નહિ પાન,
ભાવત ભોજન નિંદ નહિ કુસુમ ભયે વે જાન.
કૃષ્ણ કથા વકતાનકો માને બહુ ઉપકાર
આપ દાસ શરનિયોં રહે સોઇ ફલ નિર્ધાર.
હરિ લીલા સુની આપકો ત્રીયાં ભાવ જબ હોય
પ્રભુસો રમણ રૂદે કરે ફલ રસપાન હિ સોયે
શ્રી પુરૂષોત્તમકો પાવહી પરમ ફલ એ જાન
ફેરિ અલૌકિક દેહ ધરે પ્રગટ હોય ભગવાન.
વાહિ રસકી રીત સો રમન કરે ચિત્ત પ્રીત
પુષ્ટિ માર્ગીકો કહે ફુલ પરમ અમીત.
શ્રી ગોકુલપતી વદનકે નિકસ્યો રસકો કંદ
કરીહે ચિતવન તારીકે દુર્લભ ફલહે અમંદ

# ગુઢ રસ ગ્રંથની પ્રસ્તાવના

ગુઢરસ એટલે ગોપીત રસ. કેટલાક રસ ગોપીત હોય તો જ રૂડા લાગે. તે સમયથી પહેલા પ્રગટ થાય તો તેમાંનો રસ 'રસ' રહે નહિ. માટે ભાવ પ્રગટ જણાવા દેવો નહિ. પ્રભુનું સ્વરૂપ રહસ્યના તાણાવાણાથી ભરેલું છે. રસમારગી ભકતો જ તે સ્વરૂપ સુધી પહોંચી શકે. અન્ય તો ગોથું જ ખાઇ જાય.

ગુઢરસ ગ્રંથ આવી ગુઢ વાતોથી ભરેલો છે. તેની ગૂઢતાને દુર કરીને કે ભેદીને તેનું પાન કરવું જોઇએ ગૂઢરસ ગ્રંથ પણ માહવદાસભાઇનો ભાષામાં લખાયેલો ગ્રંથ છે.

એકવાર શ્રીજી જલધરામાં બેઠા છે ત્યારે કલ્યાણભટ શ્રીજી સાથે વાર્તા પ્રસંગ ચલાવે છે કે જે જે અવતારોનું જીવો ભજન કરે છે તે તે અવતાર સ્વરૂપની પ્રાપ્તિ કરે છે એવુ વેદ શાસ્ત્રમાં લખ્યું છે.

ઠાકોરજી કહે છે કે પ્રભુ કદાચ કૃપા કરે અને સ્વરૂપ સબંધ કરાવે પણ તેમાં એક સ્વરૂપ તે પ્રગટ છે અને ચાર સ્વરૂપ તે ભગવદી વિશે ગોપ્ય છે. આ ચાર સ્વરૂપ તે પ્રવાહિક, મર્યાદા, મહાત્તમ, પુષ્ટ અને પુષ્ટ પુષ્ટ જેવા ભકતોનો સંગ કરે તેવું સ્વરૂપ પ્રભુ જણાવે જે ભકતનો પુષ્ટી સ્વરૂપ સાથે સબંધ થયો તે પોતાનું સુખના વિચારે. પણ જે કેવલ રસમાર્ગી પુષ્ટ પુષ્ટ ભકત છે તેહનો સંગ કરતા પ્રભુ પોતાનું મહારસ સ્વરૂપ જે અત્યંત ગોપ્ય છે તે દેખાડે એ પુષ્ટ પુષ્ટ ભકત રાત દિવસ એમ વિચારે કે મારા પ્રભુજી કેમ પ્રસન્ન થાય. પુષ્ટી મારગી ભકત અને પુષ્ટ પુષ્ટી મારગી ભકત વચ્ચે સ્વારથ પરમારથ નો ભેદ છે.

પ્રભુનું રસાત્મક જે સ્વરૂપ છે તે કોણે પ્રાપ્ત થાય ? તો ઠાકોરજી કહે છે કે એ રસનો જે મહાલોભી હોય તેને પ્રાપ્ત થાય. લોભીનું મન રાતદિવસ તે વસ્તુ પામવામાં જ હોય કોઇ પ્રકારે ધીરજ ના ધરે અને કાયમ આરત રાખે.

વળી ઠાકોરજી કહે છે કે સ્વરૂપે સ્વરૂપે કૃપાના સ્વરૂપ તે ભીન્ન ભીન્ન છે. વાટે જતા કોઇને સુવર્ણનો ચરૂ મળે અને તે લે તો તે લોભી નથી. સુવર્ણ દીઠા પછીતો સહુ કોઇ લે એ વસ્તુનું સામર્થ છે. સ્વરૂપ બળ તો એવું છે કે જે દીઠા પછી મન લોભાય જ પણ લોભી તો એ છે કે જયાં વસ્તુ હોય ત્યાંથી ખોલીને કાઢે એ વસ્તુ લેવા સર્વોત્તમભાવે ઉપાય કરે દેહ પડે પણ ઉપાય કરતા થાકે નહિ. ત્યારે તેની આરત જાણીને પ્રભુ સ્વરૂપ રસનો અનુભવ કરાવે.

એક જોબન સ્ત્રીના દ્રષ્ટાંત દ્વારા પ્રભુજી કહે છે કે કોઇ મારગે નિકળતા આ સ્ત્રીને જુએ તો કહેશે કે 'બેઠી છે' પ્રવાહી સ્વરૂપ છે અને એક જણ ગામમાં રહે છે તેને જાણે છે કે ભલી ધરમશીલ છે. તે મર્યાદા સ્વરૂપ છે અને જે તેની નિકટ રહે છે તે જાણે છે કે બાઇ પતિવ્રતા છે તે મહાત્મને ઠામ છે. ચોથુ સ્વરૂપ તેના પતિ દેવને ખબર છે. અને પાંચમુ સ્વરૂપ તે ગોપ્ય છે એ સાક્ષાત અનુભવેજ ખબર પડે.

ઠાકોરજીએ તો પ્રવાહ અને મર્યાદાએ બે સ્વરૂપ પ્રગટ કર્યા છે. જ્યારે પુષ્ટ અને પુષ્ટ સ્વરૂપ અધિકાર પ્રમાણે ભગવદીઓ વિશે ગોપ્ય છે. અને લોભી ભકત થયા સિવાય એ સ્વરૂપો હાથ આવવા કઠીન છે જેમ કોઇ સાંગઠાબાજી રમે છે પણ પાસા તેને વશ નથી.

તો આ માટે એ રસ સ્વરૂપની પ્રાપ્તિ માટે શું કરવુ જોઇએ ?

માહવદાસભાઇ કહે છે કે આશા અમર છે. જીવે પ્રભુકૃપા ના કરે ત્યાં સુધી આશા રાખવી જરૂરી છે એક વૃક્ષના દ્રષ્ટાંત દ્વારા તેઓ કહે છે કે વૃક્ષના મૂળ ઉંડા ગયા નથી ત્યાં સુધી તે પરાઇ સીંચનની આશા કરે છે અને મુળ જ્યારે ઉંડા જાય ત્યારે પાતાળને વિશે જે સહજ જલ છે તે શું સબંધ થાય છે ત્યારે પરાઇ આશા છૂટે છે. સ્વરૂપની પ્રાપ્તિ માટે જીવે પણ પોતાના મૂળ ઉંડા નાખવા જરૂરી છે.

॥ શ્રી શ્રી ગોકુલેશો જયતિ ॥

હવે શ્રી ગુઢરસ શ્રીજીની ઇચ્છાથી લખીયે છે ॥

ગુઢરસ એહવે નામે ભાષાંએ ગ્રંથ કરી કહીએ છે વાંતે કરી લખાસે ॥ ત્યાંહાં ચોપાઈ ॥ શ્રી વલ્લભ કરૂણા રસ સાગર ॥

આનંદ સિંધુ વિમોહન નાગર ॥ ૧ ॥

અતિ ઉદાર છે રસદાન ॥ સહુ દાસ કરે રસ પાન ॥ ૨ ॥

એક સમે શ્રી ગોકુલનાથ ॥ કલ્યાણભટ્ઠ મઠપતિની સાથ ॥ ૩ ॥

વાત કહી એકાંતે જેહ ॥ આશ્રા માત્ર લખી છે તેહ ॥ ૪ ॥

એક સમે જલગરામાંહાં ॥ શ્રીજી બેઠા છે ત્યાંહાં પોતાની ઇચ્છાએ શ્રી માહાપ્રભુજીએ કલ્યાણભટ મઠ પતિના આગલ એક અદભૂત વાત કહી તે લખીએ છીએ ॥ એમ કહ્યું જે વેદ સાસ્ત્રે મર્યાદાએ એહવી છે જે સરવાતમના લોભ રહિત થકો જે જે અવતારાંદીનું ભજન કરે તે તે અવતાર સ્વરૂપની પ્રાપ્તી થાએ ॥ ઈહાં પ્રવાહ મર્યાદા સંબંધ અને પુષ્ટી મારગને વિષેતો સર્વાત્મના અત્યંત માહા લોભી હોય તે વસ્તુ પામવાનો આદર કરે ॥ પ્રભુ કદાચીત કૃપા કરે અને સ્વરૂપ સંબંધ કરાવે ॥ અને એક સ્વરૂપને વિષે પાંચ સ્વરૂપ છે ॥ તેહમાં એક સ્વરૂપ તો પ્રગટ છે ॥ ને ચાર સ્વરૂપ તે ગોપ્ય છે ॥ ત્યારે કલ્યાણભટે પૂછયું જે ॥ એક સ્વરૂપ તો પ્રગટ દેખીએ છે ॥ ને બીજાં ચાર સ્વરૂપ તે કયમ છે ॥ તે જીવે પીછાય નહી ॥ તે કૃપા કરીને કહેવું ॥ ત્યારે પ્રભૂજી બોલ્યા જે એક સ્વરૂપ તો પ્રગટ સાધારણ સાબ દેખે છે ॥ ને બીજાં સ્વરૂપ તે ભગવદીને વિસે ગોપ્ય રાખ્યાં છે ॥ એ પાંચે સ્વરૂપનું નામ ॥ પ્રવાહીક ॥ સ્વરૂપ ॥ મર્યાદા સ્વરૂપ ॥ માહાતમ સ્વરૂપ ॥ પુષ્ટ સ્વરૂપ ॥ પુષ્ટ પુષ્ટ સ્વરૂપ ॥ એ પાંચે સ્વરૂપ તે ભગવદીને સંગે પ્રભુ કૃપા કરે તો કાંઇક જણાય ॥ પ્રવાહી ભકતનો સંગ કરે તો પ્રભુ કૃપા કરે તો પ્રવાહી સ્વરૂપ જણાય ॥ મર્યાદા ભકતનો સંગ કરતાં પ્રભૂ કૃપા કરે તો મર્યાદા સ્વરૂપ જણાય ॥ માહત્મીક ભકતોનો સંગ કરતાં પ્રભુ કૃપા કરે તો માહાત્મીક સ્વરૂપ જણાવે ॥ પુષ્ટી મારગી ભકતોનો સંગ કરતાં પ્રભૂ કૃપા કરે તો પુષ્ટી મારગી સ્વરૂપ જણાય ॥ પુષ્ટ પુષ્ટનો સંગ કરતાં પ્રભુ કૃપા કરે તો પુષ્ટ પુષ્ટ સ્વરૂપ જણાવે ॥ જે ભકતનો કેવલ પુષ્ટી સ્વરૂપ સું સંબંધ થાયે છે ॥ ત્યારે મનમાં એમ જાણે જે હું કૃતારથ થયો ॥ પણ પોતાનું સુષ વિચારે પણ પ્રભુનું સુખ ન વિચારે ॥ એ તે પુષ્ટી મારગી

ભકતનું લક્ષણ ॥ અને જે કેવલ રસ મારગી પુષ્ટ પુષ્ટ ભકત છે ॥ તેહનો સંગ કરતાં પ્રભુ પોતાનું માહા રસ સ્વરૂપ અત્યંત ગોપ્ય છે તે દેખાડે ॥ જે પુષ્ટ પુષ્ટ રસ મારગી ભકત છે ॥ તે રાત્ર દિવસ એ વિચારે જે પ્રભુજી કયમ સુખ પામે ॥ પ્રભુજી કયમ પ્રસન્ન થાય ॥ પ્રભૂજીને કયમ સું સોહાય છે ॥ તે કીજે ॥ તે વિચારમાંહે મન રહે છે ॥ બીજો અણું માત્ર અન્ય વ્યાસંગ નહિ ॥ એ તે કેવલ પુષ્ટ પુષ્ટ રસ માર્ગનું લક્ષણ ॥ પુષ્ટ મારગ ભકત ॥ અને પુષ્ટ પુષ્ટ રસ મારગને સ્વારથ પરમારથનો ભેદ છે ॥ અને શ્રી પ્રભુજી ચાર સ્વરૂપ લક્ષણ કદાચીત ગહન કષ્ટે વ્યાસંગ બલે કરી કાંઇ જણાવે ॥ પણ પાંચમું કેવલ રસાત્મક સ્વરૂપ છે ॥ તેણી ભાંત્યે ગોપ્ય રાખે ॥ જે ઉતાવલું કોહોને જણાવે નહિ ॥ તો તે સ્વરૂપ કયમ જણાયે ॥ જે પુષ્ટ પુષ્ટ રસના અત્યંત માહા લોભી હોય ॥ એ રસનો જેહને અરથ હોય ॥ તો સંગ બલે કરી પ્રભુ કાંઇક જણાવે ॥ હવે લોભીનાં લક્ષણ કહે છે ॥ માહાલોભી છે ॥ તેહને જે વસ્તુ ઉપર લોભ હોય છે ॥ તે વસ્તુ પામવાને આતુર થકો અનેક ઉપાય કરે છે ॥ તે ઉપાય કરતાં દેહ પડે જીવ ધર્મ પુત્રાદિક સર્વ જાય ॥ પણ તેહને દુંઃખ લગારે લાગતું નથી ॥ પેલું પામતો નથી એહજ હૈયામાં રાત્ર દિવસ સાલે છે ॥ તે વસ્તુ હલવે હલવે આવે ॥ પણ લોભી એમ જાણે જે કાંઇ આવ્યું નથી ॥ કાંજે લોભીને કયેમે તૃપ્તી થાય નહિ ॥ સા માટે જે લોભ રૂપીયું પાત્ર છે તે માંહે વસ્તુ આવે છે ॥ તે લોભમાં ભલ્યા પછી લોભ મઇ થાય છે ॥ તેણે લોભ રૂપીયું પાત્ર લોભમયજ થાયે છે ॥ તેણે કરીને લોભ સ્વરૂપી પાત્ર વાધતુ જાય છે ॥ તેણે કરીને પાત્રમાં રંચે જણાતું નથી ॥ અને રંચે સંતોષ થાયે જ નહિ ॥ જે જયમ વસ્તુ આવે છે ત્યમ ત્યમ લોભ વાધતો જાય છે ॥ ને લોભી તે માહા કરપી હોય છે ॥ જધપી અનેક દ્રવ્યાદિક વસ્તુ પ્રાપ્તથાય છે ॥ પણ લોભી જાણે જે હું કાંઈ પામ્યો જ નથી ॥ અને કોઇને રંચે કાંઇ આપેજ નહિ ॥ જો આપે તો લોભીયો સાંનો ॥ લોભી હોય તે ખાવું પીવું પહેરવું લૌકિક અલૌકિક સર્વે ભૂલી જાય છે ॥ ને વસ્તુ કયારે પામું એ આરત ભર્યો થકો વસ્તુ પામવાનો આદરમાંહે થાય છે ॥ જો કાંઇ રંચ વ તું પામે તો ॥ તેનું જતન એમ કરે જે રખે કાંઈ એમ

જાણે જે એ પાસે કાંઇ છે ।। ને મનમાંહા એમ જાણે જે મેં
વસ્તુ જતન કરીને મહેલી છે ।। તો વારંવાર સંભાલું ।। તે સું
પણ લોભીનૂં મન સર્વાત્મના રાત્ર દિવસ તે વસ્તુમાંજ રહે
છે ।। ને લોભી કોહોને ધીરેજ નહિ ।। એવા લોભીના પ્રકાર
છે ।। તેમ આંહાં એવો લોભી હોય છે ।। ને જહાં ઠાકુરે
પોંતાનું રસાત્મક સ્વરૂપ ગોપ્ય રાખ્યું હોય તે સ્થલને ખોલી
કાઢીને ત્યાંહાં અતી આદરે વસ્તુ લેવાના ઉપાયમાં થાય ।।
તે તેહની અતી આરત જાણીને ઠાકુર કૃપા કટાક્ષે જોઇને રંચે
ક અનુંભવ કરાવે છે ।। એમ પાંચે સ્વરૂપને વિષે કૃપા તો
ખરીજ ।। પણ સ્વરૂંપે સ્વરૂપે કૃપાના સ્વરૂપ તે ભિન્ન ભિન્ન
છે ।। અને કૃપામાંહે કેટલાક ભેદ છે ।। પણ સર્વત્ર લોભી વિના
વસ્તું પ્રાપ્ત હોયજ નહિ ।। અને સ્હેજે એક વસ્તુ દીઠીને લીધી
એ કાંઇ લોભી નહિ ।। જેમ કોઈક વાટે ચાલ્યો જાય છે ।।
અને માંરગમાંહે સુવર્ણનો કટકો પડયો દીઠો ।। અને લીધો ।।
એ કાંઈ લોભી નહી ।। સુવર્ણ દીઠા પછીતો સહુ કોઇ લે ।।
અતીય વસ્તુ સામર્થ છે ।। તેમ સ્વરૂપ દીઠા પછી મન લોભય
તે સ્વરૂપ સામર્થ છે ।। સ્વરૂપ બલ એહવું છે ।। જે દીઠા
પછી મન લોભાયજ પણ લોભી તે જે જહાં વસ્તુ હોય ત્યાંહાં
થી ખોલીની કાઢે ।। અને વસ્તુ લેવાને અર્થે સર્વોત્મ ભાવે
ઉપાય કરે ।। દેહ પડે પણ ઉપાય કરતો થાકે નહિ ।। રાત્ર
દિવસ તેમાંજ મન વેંદ્યું રહે ।। ત્યારે તેની આરત જાણીને
પ્રભુ સ્વરૂપ રસનો અનુભવ કરાવે ।। પણ પાંચમું સ્વરૂપ ખોલી
કાઢવૂં તે અતિ દુર્લભ છે ।। ત્યારે કલ્યાણજીભટ્ટ મઠપતીએ
પૂછ્યું ।। જે પ્રગટ સ્વરૂપ દેખી અને તે એક સ્વરૂપ ચિત
માંથી દૂર કરીને બીજાં સ્વરૂપ વિચારીએ ।। ઉત્તમ જાણીને
ત્યારે તે જીવ તો નાસ્તીક થાય તો ।। ત્યારે શ્રીજીએ કહ્યું જે
ઇહાં કાંઈ બાધક નહી ।। લૌકિકમાં એક સ્વરૂપમાં પાંચ સ્વ-
રૂપ હોય છે ।। તો અલૌકિકનું સું કહીયે ।। જેમ કોઈ નાયકા
જોબન ભરી છે ।। ને જે કોઈ મારગ જાતાં દેખે તે જાણે જે
સ્ત્રી બેઠી છે એ તે પ્રવાહને ઠામે ।। ને એક ગામમાં રહે
છે તે તેહનો રૂડો ધરમ આચરણ જાણીને કહે જે ભલી
ધરમસીલ છે એતે મર્યાદીને ઠામ ।। અને જે નીકટ રહે છે
તે તેહનો પતિવ્રતા ધર્મ જાણી ।। ને કહે છે ।।
જે એ પતિવ્રત ધર્મે કરીને બીજા ભકતનો અનુગ્રહ સામર્થ
છે ।। એતે માહાતમને ઠામ ।। અને તે અતિ નિકટ રહે છે

ગુહ રસ- ૧૧૪

તે ભક્તી પતિવ્રતા છે અને સરવ પ્રકારના ભેદ વિવિધ પ્રકારના હાવ ભાવ જે અત્યંત ગુહરસ ભાવ ॥ નેત્ર રસ ॥ વાકય રસ સ્પર્શ રસ એહવા અનંત રસ અંગ અંગ ભેદના અનુભવતે જાણે જે જે ઉપર પોતે સાક્ષાત કૃપા કરે તેજ જાણે બીજો કોઈ ન જાણે ॥ પહેલાં ચાર સ્વરૂપ કહયાં તે દીઠા ઉપર તથા કહેના કહયા ઉપર જણાય તે ધરમ સંબંધને કામ અને પાંચમુ જે એક રસ સ્વરૂપ કહ્યું તે સાક્ષાત અનુભવ કરે તેજ જાણે ॥ પણ વાતે જણાય નહિ ॥ એમ નાયકાનો અંગને વિષે પાંચ સ્વરૂપ ભેદ છે તે દેખીયે છે તો ઇશ્વરને વિશે દેખીયે ત્યાંહાં સું આશ્ચર્ય ॥ અને પ્રવાહને મર્યાદા એ બેહુ સ્વરૂપ તે પ્રભુજીએ પ્રગટ કરીયાં છે ॥ અને પુષ્ટ સ્વરૂપ ને પુષ્ટ પુષ્ટ સ્વરૂપ તે અધિકાર પ્રમાણે ભગવદીને વિશે ગોપ્ય રાખ્યાં છે ॥ શા માટે જે વસ્તુનું સ્વરૂપ બલ એહવુ જ છે જે પોતા પાસે ગોપ્ય રહેજ નહિ પ્રગટ થાય જ જ્યમ ઉદારના હાથમાં દ્રવ્યાદિક રહેજ નહિ ॥ તેમ પરમ ઉદાર પાસે રહેજ નહિ અને પ્રવાહી ભકત પ્રવાહમાં મન ઘાલીને જુએતો આગલ મર્યાદા સ્વરૂપ પ્રગટ દ્રષ્ટે પડે અને મર્યાદી ભકત મર્યાદામાં મન ઘાલીને જુએતો આગલ પુષ્ટ સ્વરૂપ દ્રષ્ટે પડે અને પ્રભુને એતો ગોપનીય છે તે માટે પુષ્ટ સ્વરૂપ તે ભગવદીને વિશે ગોપ્ય રાખે છે ॥ જે પ્રવાહિ મર્યાદી ભકત છે તે ઇશ્વર જાણીને વસ્તુ વિચાર કરે ત્યારે પ્રભુ પુષ્ટ સ્વરૂપ જો પ્રગટ રાખે તો તેહની દ્રષ્ટે પડેજતો ॥ અને જે લોભી ભગવદી કહયા તેહને કોઈ ઇશ્વર કરી જાણે નહિ ને કોઈ પણ બોલી ને જુએ નહિ તે માટે ઉપાદય રહિત સર્વાત્મના ભાવે એહવા ભગવદીનો સંગ કરે ત્યારે પ્રભૂ તેહની વસ્તુ સંબંધી ખરી આરત જાણીને નિજ સ્વરૂપ સંબંધી કૃપાએ તે સાહાસું જુએ અને ભગવદી દ્વારા નિજ રસાત્મીક સ્વરૂપનો અનુભવ કરાવે ॥ પણ એ વાત ઘણુંજ દું:પ્રાપ્ય છે એ સ્વરૂપ હાથ આવવું કઠીણ છે ॥ જધ્યપિ નીકટ રહીએ પણ સબંધ કઠીણ છે ॥ જ્યમ સોગટે રમે છે ને પાસા હાથમાંહાં ધર્યા છે પણ તે પાસા કેહને વસ નથી ન જાણીએ કોણ ઉપર ઢલસે ત્યમ ઇહાં પ્રીછજો ॥ એમ શ્રી માહાપ્રભુજીએ શ્રી મુખે કહયું હતું તે માટે ચિત સું વિચારીને પ્રીછવું ॥ અને વલી શ્રી મુખે કહે છે ॥ જે જીવ તે આસાનો દાસ છે ॥ અને જેહને આસાદાસી કીધી છે તેહનો સર્વ જગત દાસ છે ॥ એ આસા

ત્યારે છુટે જ્યારે પ્રભુજી કૃપા સુ દ્રષ્ટે જુએ એમ કહ્યું છે
જેમ વૃક્ષ વાવ્યું છે ને નાહનું છે તે વૃક્ષનાં મુલ ઉડાં ગયાં
નહી તાર લગણ તે વૃક્ષ પરાઇ સીંચનની આસા કરે છે જો
કોઇ સીંચે તો જીવે નહીતો સુકાઇ જાય ॥ અને મુલ જ્યારે
ઉડાં જાય છે તે વારે પાતાલને વિશે જે સહજ જલ હોય છે
તે સું સંબંધ થાય છે ત્યારે પરાઇ આસા છેટે છે વૃક્ષ જો
સરોવરમાં ઉગ્યું હોય તો તે વૃક્ષ સરોવરનું જલ પીએ નહિ
તે વ્રક્ષ તે સહજ અવિનાસી જે પાતાલને વિશે છે ॥ તેહજ
પીએ પણ પૃથ્વી ઉપરના સ્વરૂપ જલને તે પીએ નહિ તેહનુ
કારણ કહે છે ॥ જધપી સરોવર ભર્યું છે પણ તે જલની
ગતી પાતાલે છે તે પોતાનાં મુલના બલસું નગે છે તેણે કરી
ને પીએ છે પણ ત્યાંહાં લગન આ કૃત્રિમ જલની ગતિ નથી
એ પ્રકારે પ્રીછજો એ વિચાર સાધ્ય છે શ્રાં માહાપ્રભુજીની
નિજ કૃપા હોય ત્યારે એજે પ્રકાર કહયો તે ચિતમાંહે રહે
નહિ તો ન રહે ॥ ચોપાઇ ॥ જમુનાદાસ જાનીને ગમ્યું
ગોવિંદદાસ વસોઇપાનૂં મતુ ગુઢ રસ ગ્રંથ જએહ લખ્યો
માહાવદાસ તેહ ॥ શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥

॥ ઇતિ શ્રી માહાવદાસ કૃત ગુઢ રસ ગ્રંથ ॥

॥ સંપૂર્ણમ ॥

## * રસસિંધુ *

| પાનુ | લીટી | અશુધ્ધ | શુધ્ધ |
|---|---|---|---|
| ૨ | ૩૩ | ભગાવદી | ભગવદી |
| ૨ | ૩૪ | પેષણુ | પોષણુ |
| ૨ | ૨૯ | હસ્તીને | હસ્તિ |
| ૫ | ૧૦ | આપણીયેજ | આફણીયેજ |
| ૫ | ૧૪ | ઉત્થપને | ઉત્થાપને |
| ૫ | ૧૯ | સમાધન | સમાધાન |
| ૬ | ૬ | વતી | વલી |
| ૭ | ૬ | ફુલ | ફલ |
| ૮ | ૩૪ | કલ્લોલ્ય | ? |
| ૧૧ | ૮ | બીજે | લીજે |
| ૧૧ | ૨૦ | રજા | રાજા |
| ૧૧ | ૨૫ | એઆ | એ |
| ૧૩ | ૧ | કાર્યાનું | કાર્યા |
| ૧૩ | ૨૫ | કેવી | કેવા |
| ૧૫ | ૨૬ | મહોભાષ્ય | મહોભાગ્ય |
| ૧૫ | ૨૮ | મોટાજીનો | મોટાજીને |
| ૧૭ | ૧૯ | ઉષ્મ | ઉષ્ણુ |
| ૧૭ | ૩૫ | આફણીપેજ | આફણીયેજ |
| ૧૯ | ૧૦ | આણુાવ્યાં | અણુાવ્યાં |
| ૨૧ | ૧ | સમીયે | સહીયે |
| ૨૪ | ૧૦ | ફુલ | ફલ |
| ૨૫ | ૧૬ | ભતજ | ભજન |
| ૨૫ | ૩૩ | પાચ | યાચક |
| ૨૬ | ૯ | ઉવથુ | ઉવેખ્યું |
| ૨૬ | ૩૧ | સ્રેસ્રી | સ્ત્રી |
| ૨૮ | ૧૭ | વૈષ્ણુ | વૈષ્ણુવ |
| ૨૮ | ૨૮ | આસા | આસરા |
| ૩૪ | ૧૮ | આશિત | આસક્તિ |
| ૩૫ જ્યાં આશિક્તથે ત્યાં આસકિત વાંચવું | | | |
| ૩૭ | ૨૯ | ઉપસ્ય | ઉપર |
| ૪૧ | ૨૬ | તનમ્ય | તન્મય |
| ૪૩ | ૧૦ | ફુલ | ફલ |
| ૪૭ | ૬ | એપશકું'ન | અપશુકન |

## * રસાલય *

| પાનુ | લીટી | અશુધ્ધ | શુધ્ધ |
|---|---|---|---|
| ૪૯ | ૨૨ | સબં | સબંધી |
| ૫૦ | ૧૮ | દ્રડ | દ્રઢ |
| ૫૦ | ૨૮ | પેઠો | પેડો |
| ૫૧ | ૧૮ | પ્રસંન | અપ્રસંન |
| ૫૨ | ૩૩ | એકના વકપરી | એકનાવપર |
| ૫૩ | | શ્લોક જ્ઞાનન્નત | જ્ઞાનાત કૃતમ |
| ૫૩ | ૩૨ | હાથણો | હાથણુનો |
| ૫૪ | ૨૪ | સાછદ્રી | છે તે |
| ૫૫ | ૨૬ | રસમેએ | રસમય |
| ૫૭ | ૧૪ | અસ્તત્ય | અસત્ય |
| ૫૭ | ૩૦ | ક્રીરયા | ક્રીપા |
| ૫૮ | ૪ | નાસી | ના |
| ૫૮ | ૧૮ | પોત | પોતે |
| ૫૮ | ૨૫ | હૃમનીજાતી | જાયતો |
| ૫૮ | ૨૭ | જયાગ | ત્યાગ |
| ૫૮ | ૩૨ | વાહાજ | બાહાજય |
| ૫૯ | ૧૬ | એક ઠાકરી | એકઠા કરી |
| ૫૯ | ૨૭ | શ્રુ | શું |
| ૬૦ | ૩૧ | અતિરવિવિ | અનિરવિધિ |
| ૬૦ | ૩૧ | નહીનવલીન | નવી નવલીન |
| ૬૧ | ૧૦ | રસોદાધ્દવજ | રસોદબોધ |
| ૬૧ | ૨૪ | આંબ | આવે |
| ૬૨ | ૩૪ | સોદાનંદ | જશોદાનંદ |
| ૬૨ | ૧૯ | બેઉરે | બેઉને |
| ૬૩ | ૪ | સ્થા અંત | સ્વાસ્થાન |
| ૬૩ | ૭ | બધક | બાધક |
| ૬૮ | ૨ | સકલક | સકલંક |
| ૬૯ | ૮ | ગ્રેહતુ | ગ્રેહનું |
| ૬૯ | ૩૪ | ધધો | જથો |
| ૭૩ | ૪ | આશ્રય | આશ્રયં |
| ૭૭ | ૧૮ | મોટાઈયોન | મોટાઇઆને |
| ૮૦ | ૨૯ | વડવાન | વડવાનલ |
| ૮૧ | ૯ | બાકે | બાકે |
| ૮૨ | ૪ | એક ગાંજે | એકમાંજે |

## * રસકોષ *

| પાનુ | લીટી | અશુધ્ધ | શુધ્ધ |
|---|---|---|---|
| ૮૫ | ૫ | ફુલ | ફુલ |
| ૮૯ | ૪ | મથુર | મથુરા |
| ૯૦ | ૩૩ | વેણુ | વેણુા |
| ૯૨ | ૩ | લામા | લાજા |
| ૯૪ | ૧ | ગભીર | ગંભીર |
| ૯૫ | ૬ | ક્રીઠા | ક્રીડા |
| ૧૦૧ | ૧૭ | સાઠ | સઠ |

## * ગુઢ રસ *

| પાનુ | લીટી | અશુધ્ધ | શુધ્ધ |
|---|---|---|---|
| ૧૧૨ | ૨૫ | વરૂપી | રૂપીયુ |
| ૧૧૩ | ૩૫ | વતુ | વસ્તુ |
| ૧૧૩ | ૧૯ | સર્વોત્મ | સર્વાત્મ |
| ૧૧૪ | ૨૩ | બોલીને | ખોલીને |
| ૧૧૫ | ૬ | છેટછે | ઘટેછે |
| ૧૧૫ | ૧૧ | નગે છે | ઉગે છે |